# सरस्वती ग्रन्थमालानां પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | વીર વલ્લભભાઈ | મહાદેવ દેસાઈ |
| ૨ | રાજાજીની વાતો | રાજગોપાલાચારી |
| ૩ | અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ | જીવણલાલ દીવાન |
| ૪ | જાતકકથાસંગ્રહ | ધર્માનંદ કોસંબી |
| ૫–૬ | ક્રાન્તિ | પીટર ક્રોપોટકિન |
| ૭ | ક્રાન્તિકારી હામ | જેકોક પ્રેલુકર |
| * ૮ | '૧૮૫૭' | ચુનીલાલ બારોટ |
| ૯–૧૦ | ઇટાલીનો મુક્તિયજ્ઞ | નરસિંહભાઈ પટેલ |
| ૧૧ | ગરીબની હાય | પ્રેમચંદજી |
| *૧૨–૧૪ | વીરની હાકલ | સરદાર વલ્લભભાઈ |
| ૧૫ | દારૂનિષેધ અને સ્વરાજ | મગનભાઈ દેસાઈ |
| *૧૬ | ગાંધીકૃત્ય (આશ્રમ) | રસિકલાલ પરીખ |
| ૧૭ | બારડોલીની હિજરત | ગિજુભાઈ બધેકા |
| ૧૮ | પૂજારીને પગલે | જયસુખલાલ મહેતા |
| ૧૯ | લાલ ટોપી | મોહનલાલ ભટ્ટ |
| ૨૦ | બોરસદની વીરાંગનાઓ | ગિજુભાઈ બધેકા |
| ૨૧ | અયોધ્યા ઓહિયા | છગનલાલ જોષી |
| ૨૨ | લૂંટાતું હિંદ | જેઠાલાલ ગાંધી |
| ૨૩–૨૫ | પચાસ વર્ષ પછી— | રામનારાયણ ના. પાઠક |
| ૨૬ | ગુફાનું કમળ | જીવણલાલ ચાંપાનેરીઆ |
| *૨૭ | ક્રાન્તિને માર્ગે | પ્રભાકર બિહારીલાલ |
| ૨૮ | રૂપિયાનું ઝાડ | સંજય |
| ૨૯–૩૧ | ગાંધીવિચારદોહન | કિશોરલાલ મશરૂવાલા |
| ૩૨ | ટેકને ખાતર | પ્રેમચંદજી |
| ૩૩–૩૪ | પરદેશી કાપડની સામે હરીફાઈ કેમ કરવી ? | મનમોહન ગાંધી |
| ૩૫–૩૬ | મારી કહાણી | પાર્વતીબાઈ આઠવલે |

[ * પુસ્તકો જપ્ત થયાં છે ]

# પ્રાસ્તાવિક બે બોલ

**શ્રીમતી** પાર્વતીબાઈ ઇ આઠવલેની મહારાષ્ટ્રીઓને ઓળખાણ કરાવી આપવાની જરૂર છે, એમ મને લાગતું નથી. હિંગણેના અનાથ બાલિકાશ્રમ સાથે જેઓ થોડા પણ સંબંધમાં આવેલાં છે તેઓ પાર્વતીબાઈને જાણે છે જ. ફંડને માટે ગામેગામ ફરવાનું તેમનું હંમેશનું કામ હોવાને લીધે, ઘણાઓને તેમનો પ્રત્યક્ષ પરિચય થયો છે. આ કહાણીમાં તેમને વિષે બીજી વધારે માહિતી મળશે જ. તેથી 'પાર્વતીબાઇમાં' વિશેષ ગુણ કેમ આવ્યા અને તેમના ચરિત્રમાંથી શીખવા જેવું શું છે એનો જ વિચાર હું મુખ્યત્વે કરીશ.

કોંકણમાં પહેલાંના વખતમાં જે અનેક કુટુંબો પોતાના સદ્‌ગુણથી અને પુરુષાર્થથી આગળ આવ્યાં, તે પૈકી દેવરુખ ગામમાં સ્થિર થયેલું જોશીનું કુટુંબ છે. પાર્વતીબાઇના પિતા સર્વ ભાંડુઓમાં મોટા હતા. તેઓ અઢાર વર્ષના થયા ત્યાં જ સર્વ કુટુંબનો ભાર તેમના ઉપર પડયો. કુટુંબ મૂળમાં સુખી હતું, પણ ધીમે ધીમે ગરીબીમાં આવ્યું હતું. એવામાં એમનું ઘર બળી ગયું. ઘરમાંના ઠાકોરજી તથા થોડા દિવસની સુવાવડી એક બાઇ અને બાળક તથા બીજા માણસો એટલાં જ બહાર નીકળ્યાં. બાકી ઘરવખરી બધીએ બળીને ખાખ થઇ ગઈ. પાર્વતીબાઈના દાદા એના આઘાતથી થોડા દિવસમાં ગુજરી ગયા. ગરીબાઇરૂપી શાળા, જેમના અંગમાં ગુપ્ત સામર્થ્ય મોટા પ્રમાણમાં હોય છે, તેમને કેળવણી આપવા માટે બહુ જ ઉત્તમ નીવડે છે. એ શાળામાં પાર્વતીબાઇને, તેમનાં માતાપિતાને તથા સર્વ ભાઇબહેનોને બહુ સરસ કેળવણી મળી. પાર્વતીબાઇના પિયરની જો સારી સ્થિતિ હોત તો પોતાના છોકરાને લઇ સમાજે બહિષ્કૃત કરેલી પોતાની પુનર્વિવાહિત બહેનને ત્યાં આવી રહેવાની બુદ્ધિ તેમને ઊપજત નહિ; અને પાર્વતીબાઇ તથા તેમના પુત્ર દ્વારા જે કિંમતી સેવા થઇ રહી છે તેથી સમાજ વંચિત રહ્યો હોત.

પાવતીબાઈનાં માતાપિતા બન્ને જૂની પરંપરાના વાતાવરણમાં ઊછરેલાં હતાં. સાદી રહેણી, આગ્રહીપણું, ખડતલપણું, કસાયેલું હાડ, દીર્ઘાયુષ્ય વગેરે ગુણો માટે તેમનુ કુળ પ્રસિદ્ધ છે. આવા કુળમાં અને વાતાવરણમાં પાર્વતીબાઈનો જન્મ થયેલો હોવાથી તેમનામાં એ ગુણો વારસામાં ઊતરી આવ્યા છે આ ગુણોને લીધે જ તેઓ તક મળતાં જ નવી પરિસ્થિતિનો ફાયદો લઇ શક્યાં, અને ઠીક કામ કરી બતાવી શક્યાં.

૨૬ વર્ષની ઉંમરે શિક્ષણની શરૂઆત કરી ટ્રેનિંગ કૉલેજનો અભ્યાસક્રમ પૂરો કરવો, લગભગ વીસ વર્ષ સતત પ્રવાસ કરી ફંડનું કડણ કામ કરવું, બેત્રણ વર્ષ તદ્દન નિષ્કિંચન સ્થિતિમાં પોતાના પુરુષાર્થ પર અમેરિકાનો પ્રવાસ કરી મરવા માટે થોડીઘણી મદદ મેળવી પાછા ફરવુ, એ બાબતો પરથી તેમનામાં રહેલા સાહસ અને કોઈપણ સંકટની સામે થવાની તૈયારી વગેરે ગુણો દેખાઇ આવે છે. આ બધા ગુણોની ચાવી પણ તેમના ' કુંવારીપણા 'મા જ રહેલી છે.

પુનર્વિવાહિત બહેનને ત્યાં રહેવા ગયા બાદ પાર્વતીબાઈ પોતાની બહેનનુ જ અનુકરણ કરશે એવી બીક એમનાં સગાંસંબંધીઓને લાગી હતી; પણ તે નિષ્કારણ હતી.

છૈયાંછોકરાં થયેલી અને તેમાંયે જેનો છોકરો હયાત છે તેની વિધવાએ પુનર્વિવાહ કર્યાના દાખલા આપણા સમાજમાં જ શું, પરંતુ આ વાતનો વિધિનિષેધ ન માનનારા પાશ્ચાત્ય સમાજમા પણ અપવાદરૂપે જ દેખાઇ આવશે. સગાઓની બીકને વશ ન થતાં અને લોકનિંદાને ન ગણકારતા પાર્વતીબાઇએ અમારે ત્યાં આવવાની હિંમત કરી એ બિના તેમના જીવનમાં પરિવર્તન કરનારી અતિ મહત્ત્વની થઈ, એમાં શકા નથી.

પાર્વતીબાઈમાં પણ મનુષ્યસ્વભાવની દૃષ્ટિએ કેટલાક દોષ છે. પણ પોતે પોતાને લાગુ પાડેલું નયમન (શિસ્ત), સ્વાનુભવ અને સ્વાર્થત્યાગ, એ દિવ્ય કસોટીમાંથી પાર્વતીબાઇને જવું પડેલું હોવાથી

## સમર્પણ

સ્ત્રીઓની અને ખાસ કરીને વિધવાઓની
ઉન્નતિ માટે પરિશ્રમ કરનારાં
સર્વ ભાઈબહેનોને

આ

# મારી કહાણી

અત્યંત પ્રેમપૂર્વક અર્પણ કરું છું.

લેખિકા

# અનુક્રમણિકા

# વાચકોને નમ્ર વિનંતિ

**મેં** મારા જીવનમાં અનાથ બાલિકાશ્રમની પ્રચારિકાનું કામ કર્યું છે. લેખ લખીને પ્રસિદ્ધ કરવાનો મારે કદી પ્રસંગ આવ્યો નથી. મારી કહાણી લખી કાઢવાથી તે ઘણી ઉપયોગી થશે, એવી આગ્રહભરી સૂચના મને મારા અનેક હિતચિંતકો તરફથી થઈ. એ સર્વ સૂચનાઓ મને યોગ્ય લાગી, પણ મને લખવાની ટેવ ન હોવાથી મારી કલ્પનાઓ લખી કાઢી આ કાર્યમાં મદદ કરવાની જવાબદારી કોણ લેશે, એવો મને પ્રશ્ન ઊઠયો; પણ અમારી સંસ્થાના આજન્મ સેવક પ્રો. બાપુસાહેબ ચીપળુણકરે એ કામ કરવાની સર્વ જવાબદારી પોતાને માથે લીધી અને આ કામ ગયે વર્ષે શરૂ થયું. પ્રો. ચીપળુણકરે મને આ કામમાં જે મદદ કરી તે જો તેમના તરફથી મળી ન હોત તો મારી કહાણી વાચકોના હાથમાં આટલી જલ્દી આવી શકત નહિ. માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો થોડો જ છે.

આ પુસ્તકમાં ભૂલો અને દોષો છે એમ મને લાગે છે; પણ આ એક બહુ ન ભણેલી બાઈએ કરેલો પ્રયત્ન છે, એ લક્ષમાં લઈ વાચકે તે દરગુજર કરવાં એવી તેમને નમ્ર વિનંતિ છે.

આશ્રમને માટે મને જે થોડીઘણી સેવા કરવાની તક મારા પરમ પૂજ્ય ગુરુવર્ય અણ્ણાની કૃપાથી મળી તેમને પરમેશ્વર દીર્ઘાયુષ કરો અને તેમનાયે પ્રયત્નથી અમ-વિધવાઓની-શક્તિ દેશકાર્યમાં ઉપયોગી થાઓ, એવી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરી હું વાચકોની રજા લઉં છું.

લેખિકા

°°

**શ્રી.** પાર્વતીબાઈએ પોતાની ઊણપો ઉપર જણાવી છે. પણ મારી સરખામણીમાં તો એમનાં શિક્ષણ અને અનુભવથી તેઓ મહાવિદ્વાન કહેવાય. એટલે આ અનુવાદ કરવાની મારી શી લાયકાત હોય ? મારા પતિ પાસે ભાષા શીખવાના પ્રયત્નમાંથી આ અનુવાદ બની આવ્યો છે એટલું જ મારાથી' કહી શકાય એમ છે.

જન્માષ્ટમી, ૧૯૮૫ — અનુવાદિકા

બીજાનું મન પોતા પ્રત્યે ખેંચી લે છે. સુશિક્ષિત સ્ત્રીઓ આ ગુણો પોતામાં લાવવા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરે તો સ્ત્રીજાતિની ઉન્નતિનું કાર્ય ઘણું જ મહેલું થશે. જે સ્ત્રીઓની ઉન્નતિ કરવાની છે તેઓની સ ભળીમળી' જઈ વર્ત્યા વિના અને તેઓ આપણામાંની જ છે એવી ભાવના તેમના મનમાં ઉત્પન્ન થયા વિના આ કાર્યને યશ મળવાનો સંભવ નથી. આ દૃષ્ટિએ પાર્વતીબાઈનું આચરણ અત્યંત અનુકરણીય છે.

પાર્વતીબાઈ આઠવલેએ પોતાનો સ્વાર્થ સાધી પરમાર્થ સાધવાને પ્રયત્ન કર્યો છે. સ્વાર્થ અને પરમાર્થનો મેળ સાધવો બહુ કઠણ છે. એ તેમને કેટલે અંશે સિદ્ધ થયો છે તેનો નિર્ણય વાચકોએ કરવો.

ઉચ્ચ ધ્યેય અને મહત્ત્વાકાંક્ષા એ બેના બળ પર સામાન્ય માણસ પણ, બહુ શિક્ષણ ન મળ્યું હોય તોયે, કેટલું કામ કરી શકે એ પાર્વતીબાઈના ચરિત્રમાંથી શીખવા જેવું છે. પાર્વતીબાઈ જેવી કેટલી યે સ્ત્રીઓ આપણા સમાજમાં ખૂણેખાંચરે છુપાઈ રહી હશે. યોગ્ય તકને અભાવે તેમનામાં રહેલું ગુપ્ત સામર્થ્ય નકામું જાય છે. આવી સ્ત્રીઓ પ્રકાશમાં આવે તો તેમની મારફતે કેટલું યે દેશ-કાર્ય થઈ શકે એમ છે. સામાન્ય સામર્થ્યવાળી નિસ્પૃહ બુદ્ધિથી કામ કરનારી સ્ત્રીઓની આજ આપણા દેશને અતિશય જરૂર છે. સામાન્ય રીતે સ્ત્રીઓની ઉન્નતિનું અને ખાસ કરીને સ્ત્રીશિક્ષણના પ્રચારનું કેટલું યે કામ પડેલું છે. પાર્વતીબાઈનું ચરિત્ર વાંચીને અથવા સાંભળીને 'હવે આપણાથી તે શું થઈ શકવાનું છે!' એ મંત્રનો જપ કરતી અંધારામાં રહેલી કોઈ પ્રૌઢ વિધવાઓને જો બહાર પ્રકાશમાં આવી પોતાથી થઈ શકે તેટલું જ, કામ કરવાનું સૂઝી જાય તો પાર્વતીબાઈની કહાણીની યોગ્ય કદર થઈ ગણાશે.

હિંગણે, મહિલા વિદ્યાપીઠ,
૧૨ મી માર્ચ, ૧૯૨૮.

ધોંડો કેશવ કર્વે

## કેટલાક દાખલ કરવાં જેવાં મરાઠી શબ્દો અને પ્રયોગો

નેણવું-नेणणें-અજ્ઞાન હોવું.

(જાણવું-જ્ઞાન થવું=ન જાણવું=જ્ઞાન ન થવું : નેણવું-અજ્ઞાન હોવું)

પટવું-पटणें-(અનુભવ મળતો આવવાથી, અથવા બુદ્ધિમાં બરાબર ઊતરી જવાથી) પ્રતીતિ થવી = ખાતરી થવી.

લવચિક-लवचिक-નમી જાય, વળી શકે, એવું; malleable; તે ઉપરથી, સહેલાઈથી અનુકૂળ કરી શકાય તેવા માણસ માટે એ વિશેષણ વાપરી શકાય.

સોવળી (ચોખ્ખી) કરેલી વિધવા-અથવા તો કેશ ઉતરાવેલી વિધવા.

ઓંગળું-મરજાદી નહિ.

આણવું-સહાયકારક ક્રિયાપદ તરીકે ઉપયોગ : કોઈ ક્રિયા બની આવે એમ કરવું : એ અર્થ થાય છે : જેમકે, બનતી આણવું-બને એમ કરવું. ઘડવી આણવું (घडवून आणणे) એ જ અર્થમાં; દેખતી આણવું-દેખાય એમ કરવું.

મોકળું (મન)-free from prejudice, પૂર્વગ્રહથી અકલુષિત, ઉદારતાથી,-એ અર્થમાં. ( નિખાલસ, એ અર્થ ગુજરાતીમાં પણ વપરાય છે : તે ઉપરાંત મન મોકળું કરવું-એટલે હળવું કરવું, બોજો ઉતારી નાખવો, ખુલાસો કરી સફાઈ કરવી, એ અર્થમાં પણ વપરાય છે. )

મોલકરણી=ઘરનું કામ કરનાર બાઈ.

નાકારવું=નાકબૂલ કરવું; ના પાડવી; માગણી અમાન્ય કરવી.

તેમના દોષ ઢંકાઇ જઇ એના ગુણોનો જ ઉત્કર્ષ વધારે થયેલો દેખાય છે.

મનુષ્યમાં તીવ્ર લાગણી હોય અને કાર્ય માટે દૃઢ વ્યાસંગ હોય તો તેના ન ગમનારા સ્વભાવ પ્રત્યે લોક આંખ આડા કાન કરે છે. આશ્રમનું કામ કરતાં હતાં તેવામાં પાર્વતીબાઇએ કરેલો વેશબદલો લોકોને પસંદ પડયો નહોતો. પણ પાર્વતીબાઇની પોતે હાથમાં લીધેલા કામ પ્રત્યે એટલી નિષ્ઠા દેખાઇ આવતી અને તે માટે તે એટલી તનતોડ મહેનત કરતાં કે લોકો તેમણે કરેલો વેશબદલો સાવ ભૂલી ગયા અને તેમને મદદ કરવાની તૈયારી જૂના વિચારના લોકોમાં પણ જણાવા લાગી. કોઇ પણ વાતની પોતાના મનને પ્રતીતિ થાય એટલે લોકનિંદાને ન ગણકારતા એ વાતનો અમલ કરવા માટે ખૂબ આત્મવિશ્વાસની જરૂર પડે છે. આ આત્મવિશ્વાસને શીલની અને દૃઢ નિશ્ચયની જોડ મળે તો તે કેવા ભારે પરિણામો લાવી શકે એ પાર્વતીબાઇના વેશબદલાથી અનુભવમાં આવે છે.

જૂનામાં જે કંઈ સારું હોય તે જાળવી રાખી નવા જમાનાના ગુણોનો તેમાં ઉમેરો કરવો એ અતિ કઠણ કામ જે નણે સાધ્ય કર્યું હોય એવાં માણસોમાં પાર્વતીબાઇની ગણના કરવી જોઈએ. પાર્વતી-બાઇને જેમ જૂની પરંપરાનું અભિમાન છે તેમ જ તેમને જૂનામાં રહેલા દોષોનું યે ભાન છે. અને તે નજરમાં લાવવાનુ કામ પાર્વતી-બાઈ પોતાનાં વ્યાખ્યાનો દ્વારા કરે છે. તે જ પ્રમાણે નવા જમાનાનાં રહેલા દોષો પર કડક ટીકા કરી સદ્‌ગુણોનું અનુકરણ કરવાની પ્રવૃત્તિ ઉત્પન્ન કરવા પ્રત્યે તેમનું લક્ષ છે. પાર્વતીબાઈમાં જૂના તેમ જ નવાનું મધુર મિશ્રણ હોવાથી તેમનું વજન જૂના અને નવા એવા બન્ને પંથોના લોકો પર પડે છે અને તેને લીધે ફંડ ભેગું કરવાનું કઠણ કામ તેમની તરફથી સારી રીતે થાય છે. સાદી રહેણી, હલકાં મનાતાં કામો પણ કરવાની સદૈવ તૈયારી, જૂના મતના લોકોનો તિરસ્કાર ન કરતાં તેમની જોડે વર્તતા તેમનામાં દેખાઈ આવતી સહિષ્ણુતા, એ ગુણોથી પાર્વતીબાઇ જ્યાં જાય છે ત્યાં તેઓ

# સરસ્વતી ગ્રન્થમાળા: વાર્ષિક પૃષ્ઠસંખ્યા ૭૦૦ હિંદમાં રૂ. ૨ પરદેશના રૂ.૩

## અભિપ્રાયો

ગુજરાતમ આજસુધીમાં આરંભાએલી અને અસ્તિત્વ ધરાવતી તમામ ગ્રન્થમાળાઓમાં, સાહિત્યના પ્રકાર અને સસ્તાપણામાં કદાચ આ સરસ્વતી ગ્રન્થમાળા સૌને પાછળ મૂકી દે છે.

—સૌરાષ્ટ્ર

ગૂજરાતમ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી સસ્તું સાહિત્ય બહાર પાડવામાં આવ્યું; ત્યારપછી નવજીવન પ્રકાશન મંદિર તરફથી તેથી પણ સસ્તુ સાહિત્ય બહાર પાડવામાં આવ્યુ; અને હવે પ્રસ્થાન કાર્યાલય તરફથી તેથી પણ સસ્તું સાહિ‌ત્ય બહાર પાડવામાં આવે છે તે જોઈ કયા સાહિત્યપ્રેમીને આનંદ નહિ થાય ?

—નૂતન ગુજરાત

આ માળાના પુસ્તકો સમાજમા નવું વિધાન કરવામા ઉપયોગી થાય એવા પ્રેરણાત્મક અને બળપ્રદ વિચારો આપનાં સાહિત્ય પૂરૂ પાડવામા મદદગાર થયા છે. આ ગ્રન્થમાળાની ભાષા અને લેખનશૈલી સાદી અને સરલ છતા શિષ્ટ અને સુંદર હોઈને સર્વ કોઈ આ વિચારે સમજી શકે છે.

—ગુજરાતી

ગૂજરાતમા ગ્રન્થમાળાઓ તો ઘણી છે, પણ આટલી સસ્તી અને આવું સરસ વાચન પૂરું પાડનારી ગ્રન્થમાળા બીજે હજુ જોઈ નથી.

—માદિલાન્ત

ગૂજરાતી સામયિકોમાં 'પ્રસ્થાન' શ્રેષ્ઠ છે એવો અમારો નમ્ર મત અગાઉ આ માસિકમાં જ જણાવી દીધો છે. પ્રસ્થાન્‌ની આનુસંગિક સેવાઓમાં સરસ્વતી ગ્રન્થમાળા એવી બીજી કોઈ પણ ગ્રન્થમાળાની સરસાઇ કરે એવી નીવડી છે.

—પુસ્તકાલય

ગામડાના લોકો રેલવેમા વેચાતી સારીમાડી ચોપડીઓ વગર વિચાર્યે ખરીદે છે અને વાચે છે, તે કરતા આવી ચોપડીઓ તેઓ વાચતા રહે તો કેવું સારુ ? અમદાવાદના પ્રસ્થાન કાર્યાલયની સરસ્વતી ગ્રન્થમાળા ખાસ એ દૃષ્ટિએ જ યોજાએલી છે. એના વિષયો થોડું ભણેલા લોકોને જ્ઞાન મળે એ ઢબથી પસંદ કરવામા આવે છે, અને કિંમત પણ રેલવેમા વેચાતી કચરા જેવી ચોપડીઓ કરતા પણ સસ્તી હોય છે.

—સત્યાગ્રહ પત્રિકા

જાતિને જાગ્રત કરનારુ સાહિત્ય દેશના યુવકો ઉપર બોમ્બની પેઠે ફેંકવા જવું, આખ અને બહેરાના કાન ઉઘાડી નાખવા એ આ ગ્રન્થમાળાનું વ્રત છે.

—નરસિંહભાઈ પટેલ

**આજે જ ત્રણ વર્ષના સેટ ખરીદી ચોથા વર્ષથી ગ્રાહક બનો.**

# પ્રકરણ પહેલું

## મારાં માબાપ

**રત્નાગિરી** જિલ્લાના દેવરુખ ગામમાં, ઇ. સ. ૧૮૭૦ માં મારો જન્મ થયો. મારા પિતા કૈ. તી. બાળકૃષ્ણ કેશવ જોશીનું દેવરુખમાં પોતાનુ ઘર હતું. તેઓ થોડી ખેતી સંભાળતા અને તે ઉપરાંત ધીરધારનો વ્યવહાર કરતા. અમારૂં ઘર જૂની પદ્ધતિનું, એટલે કે ઘાસનું બેઠું છાપરૂ, આગળ ઓટલો અને પાછળ છાપરી એવી બાંધણીનુ હતું. આ ઘરમા અમે બધાં મળી અગિયાર ભાંડુઓ હતા. આ બધા ભાંડુઓમાંથી હવે અમે પાચ હયાત છીએ–ત્રણ બહેન ને બે ભાઈ. મારી બહેનો તે પ્રો કર્વેના પત્ની સૌ. આનદીબાઇ કર્વે તથા નાશિક હાઇસ્કૂલના નિવૃત્ત આચાર્ય શ્રી રામચદ્ર કાશીનાથ ભિડેનાં પત્ની સૌ. યશોદાબાઈ ભિડે. મારા ભાઈઓમા એક, શ્રી. વામન બાળકૃષ્ણ જોશી, દેવરુખમા જ વકીલાત કરે છે; અને બીજા શ્રી નરહર બાળકૃષ્ણ જોશી ભાવનગરમાં પોતાના છોકરાની પાસે સુખમાં જીવન ગાળે છે. મારા માતુશ્રીનો કાળ ૭૫ વર્ષની વયે અને પિતાશ્રીનો કાળ ૯૭મે વર્ષે થયો.

અમારા ગામમા છોકરાઓ માટે જ શાળા નહોતી તો છોકરીઓ માટે ક્યાંથી જ હોય? તે વખતે મોટા લોકોના ઘરમાં સ્ત્રીઓએ શીખવું જોઈએ કે નહિ એની ચર્ચા જ કદી થતી નહિ. એમની નાની છોકરીઓને પૂજાની સામગ્રી તૈયાર કરતા આવડી, ડાંગર ખાંડતાં આવડી, એઠવાડ કાઢતાં આવડયો, નાના છોકરાંઓને નવડાવી–ધોવડાવી તેમની ખાવાપીવાની વ્યવસ્થા કરતા આવડી એટલે એમને જે મળવું જોઈએ તે બધુ શિક્ષણ મળ્યુ એવી તે વખતે સમજ હતી. અને તે વખતની અમારી 'મૅટ્રિક' એટલે કઢી ભાત* ઉતારી, બે

*. મૂળમા 'પીઠલું-ભાત' શબ્દ છે. 'પીઠલું' એટલે ચણાના લોટનું આળણ; પીઠલું દક્ષિણીઓનો પ્રિય ખોરાક છે.

જ્યુની રસોઈ કરતાં આવડી એટલે પાસ! હું અગિયારમે વર્ષે આ પરીક્ષામાં પાસ થઈ હતી.

અમારી માતાને છોકરાંઓને ઉછેરવા ઉપરાંત ઢોરઢાંખર માટે ઘાસ કાપી લાવવું, ખેતરમાં ભાતની રોપણી કરવી, ઘરમાં ડાંગર ખાંડવી, દળવું, કૂવાનો રેંટ ચલાવવો વગેરે કામો કરવા પડતાં. આટલું કામ કરતાં કરતાં મા બહુ થાકી જતી. આથી છોકરાંઓ ઉપર ચીડાવાના પ્રસંગ વારંવાર આવતા. અમારી મા જોકે અમને ઘણી વાર લડતી છતાં એનો સ્વભાવ બહુ કામરો હોવાને લીધે નાનપણમાં અમારા ખાવાપીવાના હાલ થયા નહોતા. અમારા ઘરમાં અગિયાર બાળકો, બે-ત્રણ ગાય, ત્રણ-ચાર ભેંસ એવી સ્થિતિ હતી. ઘરમાં નોકર માત્ર એક જ અને તે ઢોરની સંભાળ રાખતો. આવી સ્થિતિમાં અમારી માએ બધાંની સંભાળ કેવી રીતે રાખી હશે એની વાંચનારે જ કલ્પના કરવી.

અમારી મા ઘરની બધી વ્યવસ્થા જોતી. પિતાશ્રી પરચૂરણ ધીરધારનો વ્યવહાર અને ઘરની પાછળ ખેતી પર લક્ષ આપતા. તેઓ ધાર્મિક વૃત્તિના હોઈ રામના ઉપાસક હતા. જોકે તેઓ પરચૂરણ ધીરધારનો વ્યવહાર કરતા, તોપણ તેમનું લક્ષ સંસારમાં નહોતું. એમનો ઘણોખરો વખત નામસ્મરણ કરવામાં જતો. અમારા ગામમાં જે ઢેડ વગેરે લોકો લાકડાની ભારીઓ લઈને આવતા, તેમને ઘરના આટલામાંથી પાણી પીવડાવવાનો તથા ઘાસ ને ધાણી આપવાનો અમારા પિતાશ્રીનો સામાન્ય રીતે નિયમ હતો. અમારા ગામથી નદી બે માઈલ દૂર છે. એમનો ઓળો પડે માટે ગામના બીજા લોક એમને પાસે ઊભા રહેવા દેતા નહિ. પણ અમારા પિતાશ્રી ઢેડમાત્રને પાણીની અડચણ છે, એમ વિચારી ઘરમાંનો નળો ખાસ ભરી મૂકતા. આ લોકો ભારીઓ લઈને આવે ત્યારે ઘર આગળ થોભતા, અને "બાબા છો કે!" એમ હોકારો કરતા. તે વખતે પિતાશ્રી પૂજા કરતા હોય તો અડધી પૂજામાંથી યે ઊઠી અબોટિયા સાથે જ પાણી પીવડાવતા.

ઢેડને અબોટિયા સાથે કેમ પાણી નાખો છો, એમ કોઈ પૂછે તો કહેતા કે "આપણે બધાં જ રામનાં બાળકો છીએ. પાણી પીને તેમનો આત્મા શાન્ત થશે તો આપણો યે થશે." તેમને પાણી પાઈને ગોળ અને શેકેલા વટાણા કે ચણા મૂઠી મૂઠી આપતા, અને એમણે આપેલી લીલી ભાજી લેતા, તથા એમની આગળ બેસી સુખદુઃખની વાતો કરતા. ગામમાં કોઈ પાસે કોઈ અસ્પૃશ્ય પાણી માગે તો, "બાબા પાણી આપશે, એમની પાસે જા," એમ તેઓ કહેતા. બાબાની આ પાણી પાવાની ટેવને લીધે બાબા ગામમાં મશ્કરીનો વિષય બન્યા હતા. મહોરમના દિવસોમાં ઘેર ઘેર મુસલમાનના ખેલો આવતા તે વખતે તે રમનારાઓની સાથે પણ પિતાશ્રી ખૂબ પ્રેમથી વર્તતા. મેળામાંના લોકોને ઘણી યે વાર ઘેર બોલાવી તેમને પિતાશ્રીએ ગોળપાણી આપ્યાં છે. ગામમાં આવનારા વેરાગીઓ પણ અમારા ઘરની પરોણાગત લીધા વિના જતા નહિ. વેરાગી આવે ત્યારે પિતાશ્રી તેમને દૂધ પીવડાવી તેમનો યોગ્ય સત્કાર કરવા કાળજી રાખતા. મારી માને પિતાશ્રીનું આ આતિથ્ય બહુ ગમતું નહિ, પણ એનું આ બાબતમાં કંઈ ચાલતું નહિ. અમારા પિતાશ્રીનો સ્વભાવ બહુ પ્રેમળ હતો. વળી એમને લોકોની પૂછપરછ કરવી, તેમની સાથે સુખદુઃખની બે વાતો કરવી એ બાબતની એક ઘેલછા જ જાણે લાગી હતી. એમનો ઘણોખરો વખત લોકોને ગોળપાણી આપવામાં અને તેમની સાથે વાતો કરવામાં જતો. કામનો ઘણોખરો ભાર મા પર પડતો. માને ઘરમાં બાળકોની સંભાળ રાખવા ઉપરાંત ઘર પાછળની ખેતી તથા ધીરધાર ઉપર પણ કેટલુંક ધ્યાન આપવું પડતું. આ કારણથી માને તનતોડ મહેનત કરવી પડતી, અને અમો છોકરીઓનું આગળ શું થશે, સારાં સ્થળ મળી અમારાં લગ્ન કેમ થશે તેની ચિંતા કરવી પડતી. નાનપણથી જ માને કેમ મદદ કરી શકાય અને તેની ચિંતામાંથી તેને કેમ છોડાવી શકાય, એ વિષે મારા મનમાં સતત વિચાર ઘોળાતા; પણ માત્ર એવા વિચારથી જ હું માને વધારે મદદ કરી શકતી નહિ.

*

# પ્રકરણ બીજું

## મારું લગ્ન

સાસરે વહેલી જાઉં તો માની જવાબદારી કંઈક હળવી થાય એમ મને વારંવાર થતું. તે વખતમાં છોકરીનાં લગ્ન પાંચ વર્ષની ઉંમરમાંથી જ થતાં. મને હવે અગિયારમું વર્ષ બેઠું હતું. મારી મોટી બહેનનું લગ્ન સાતમે વર્ષે થયું હતું. મારી બીજી બહેન બાયા (આનંદીબાઈ) નવમે વર્ષે પરણી હતી. હું અગિયાર વર્ષની થઈ, ત્યારે પાડોશની સ્ત્રીઓ મારી સામું જોઈ, "કેવી મોટી થઈ છે, હજુ કુંવારી!" એમ કહેતી. ભાઈનાં લગ્ન થયા પછી મારા પિતાશ્રી માંદા હતા તેથી એમને મારે માટે સ્થળ શોધવાનું બન્યું નહિ. હું નાનપણમાં શરીરે ભરેલી હોવાથી અગિયાર વર્ષની છોકરી કરતાં મોટી દેખાતી હતી. ઘેર આવતી સ્ત્રીઓ "કેવડી મોટી કુંવારી રહી છે!" એમ બોલતી, તેથી મારે માટે મારી માને બહુ ચિંતા થતી.

અમારી પાડોશમાં શ્રી ભીકાજી પંત પટવર્ધન નામે એક મામલતદાર રહેતા હતા. તેમનું કુટુંબ કોંકણમાં 'નવ પટવર્ધન' એ નામથી પ્રસિદ્ધ હતું. તેમનો એક છોકરો હમણાં રત્નાગિરીમાં 'બલવંત' છાપું ચલાવે છે. મારી મા મામલતદારની પત્નીનો ચોટલો ગૂંથવા જતી. તે વખતમાં કોંકણમાં આવો એક રિવાજ હતો. એક દિવસ માથું ઓળાવતાં ઓળાવતાં તેમણે મારી મા આગળ મારા લગ્નની વાત કાઢી. ત્યારે મારી માએ કહ્યું: "છોકરી લગ્નને લાયક થઈ છે, લોકો વાતો કરે છે; પણ તમારા ભાઈને સ્થળ શોધવાને ફુરસદ મળતી નથી." મામલતદારની પત્ની બોલ્યાં: "અમે આશ્રય આપેલો એક છોકરો છે. તેને ગોવામાં જકાતખાતામાં નોકરીએ વળગાડયો છે. તમે જો એને છોકરી આપો તો બધો માંડવાનો ખર્ચ અમે કરશું. તમને ભાર પડવા નહિ દઈએ. માત્ર છોકરો પગે લંગડો છે." પછી માથું ઓળાઈ ગયું.

માએ પિતાશ્રીને પૂજાની વખતે આ વાત કહી. પિતાશ્રી બોલ્યાઃ "આ સ્થળ રામે ઘેર બેઠાં મોકલ્યું છે, તો આ સ્થળ જ નક્કી કરવું." એમ કહી પૂજા આટોપીને તરત જ મામલતદારને ઘેર ગયા. ગોત્ર વગેરે મેળવી જન્મપત્રિકા જોઈ લગ્ન નક્કી કર્યું. મને પોતાને આ સ્થળ ગમ્યું નહિ, પણ હું કંઈ બોલી નહિ. ઘરમાં આ સંબંધી ચાલેલી ચર્ચા ઉપરથી મારા ભાવી પતિનો પગ લગડો છે, પંદર રૂપિયા મહિનાની નોકરી છે,* અને સાસુસસરા કે બીજું કોઈ સગું નથી, એમ મેં જાણ્યું. તે વખતમાં અગિયાર વર્ષની છોકરીને પોતાના લગ્નમાં વાજાં વગેરે વાગશે જાણી આનંદ થતો; પણ મને કંઈ આનંદ લાગ્યો નહિ. મારું લગ્ન થશે જાણી મને ચિંતા થવા લાગી. મારે આ કરવું છે કે નહિ તે કહેવાની હિંમત મારામાં નહોતી. લગ્નનુ મૂરત ઠર્યા બાદ છ દિવસની રજા લઈ મારા પતિ ગોવાથી દેવરુખ આવ્યા. તે વખતે ભાવી પતિપત્નીએ લગ્ન પહેલાં એકબીજાને જોવાનો રિવાજ નહોતો. પછી યોગ્ય મુહૂર્તે પર મારું લગ્ન થયું, અને ભિકાજી પંત પટવર્ધનનું ઘર મને સાસરા જેવું લાગવા માંડ્યુ.

મારૂં લગ્ન જલદી થતું નહોતું તેથી જે સ્ત્રીઓ માને મહેણાં મારતી તેઓ જ લગ્ન થયા પછી માને કહેવા લાગીઃ "છોકરીને આવે ઠેકાણે વરાવી? આવું કેવું સ્થળ જોયું? ઘેર ન સાસુ, ન સસરો, વર પગે લગડો! પંદર રૂપિયાની નોકરી! તમારી દીકરી શું ખોડવાળી હતી, કે એને બીજું ઘર મળત નહિ, તે આમ પીઠી ચોળી?" એકંદરે મારા લગ્નથી મારી માને મારે માટે ચિંતા ઓછી ન થતાં ઊલટી વધી.

*

* જકાતખાતામાં નવ મહિના ૧૫ રૂપિયા માસિક મળતા અને ત્રણ મહિના વગર પગારે કામ કરવું પડતું.

# પ્રકરણ ત્રીજું

## મારું વિવાહિત જીવન

હું સાસરા તરીકે અમારા પાડોશી ભિકાજી પંત પટવર્ધન મામલતદારને ઘેર જતી. તેઓ પણ મને મોટી વહુની જેમ રાખતા. હું ૧૪ વર્ષની થઈ ત્યારે મને મારા પતિને ગામ એટલે કે પણજી પાસે આવેલા વેરેગામ પહોંચાડવામાં આવી. એ ગામમાં અમારું સ્વતંત્ર ઘર મંડાયું. અમારા ઘરમાં અમે બે જ રહેતાં નહોતાં. મારા પતિના પરમ મિત્ર થી. બાળાજી ભાસ્કર જોશી અને તેમનાં પત્ની રમાબાઈ એ બે અમારી સાથે રહેતાં હતાં. એક જ રસોડે બન્ને કુટુંબો જમતાં હતાં. અમે બન્ને દેરાણીજેઠાણી માફક રહેતાં. અમારી વચ્ચે કદી ટંટો થયો નહોતો. બન્ને કુટુંબ એકત્ર રહેતાં હોવાથી અમારી અડચણો ઓછી થઈ હતી અને સગવડ વધી હતી. અમે વારાફરતી રસોઈનાં અને બીજાં કામો કરી ઘણા આનંદમાં રહેતાં.

મને ૧૫મે વર્ષે પહેલો છોકરો આવ્યો, પણ તે અધૂરે દહાડે આવવાથી જીવ્યો નહિ. મારી પહેલી સુવાવડ આટલી નાની ઉમરે આવવાથી મારા બહુ હાલ થયા અને દાક્તરને બોલાવવા સુધી પ્રસંગ આવ્યો. ૧૮મે વર્ષે ચિ. નાગપણુનો જન્મ થયો. એ હાલ પ્રો. કર્વેના ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠના મહામાત્ર (રજીસ્ટ્રાર) તરીકે અને મહિલા પાઠશાળાના આચાર્ય તરીકે કામ કરે છે. તેની પછી સવા વર્ષે વળી એક છોકરી અધૂરે દિવસે આવીને મરી ગઈ. આમ મને ૨૦ વર્ષની ઉમરમાં ત્રણ છોકરાં થયાં. પછી, મારા પતિની બદલી થવાથી અમારે (મુંબઈ નજીક) ભાઈંદર પાસે રાઈ મુકામે જવું પડ્યું. આમ અમારાં બે કુટુંબો છૂટાં પડ્યાં, અને અમારું કુટુંબ ચાર માણસનું મટીને બેનું બન્યું.

મારા પતિનું આયુષ્ય ઘણુંખરું ગોવામાં ગયું હતું. ગોવાની સૂકી હવાની તેમને ટેવ હોવાથી વસઈ નજીકની ચરદ હવા એમને

નડી અને તેમને મેલેરિયા લાગુ પડયો. છેવટે અશક્તિ વધી જઈ તેમને ઉદરરોગ થયો અને મારી ૨૦ વર્ષની વયે મારે પિયર દેવરુખમાં જ એમનો સ્વર્ગવાસ થયો. એમણે ૧૮૮૦ થી ૧૮૯૦ ના મે મહિના સુધી ગોવામાં નોકરી કરી. એમની વૃત્તિ નાનપણથી જ પરોપકારી હતી. તેઓ પરોપકારને જ દેવપૂજા સમજતા. તેમને પોતાના ઉપરીઓ આગળ 'હાજી,હાજી,' કરવાની ટેવ નહોતી તોપણ, તેમનાં કામ માટે ઉપરીઓ તરફથી તેમને અનેક વાર શાબાશી મળતી.

મારા પતિએ કશું જ બચાવ્યું નહોતું, તેમ ઘરબાર કે નજીકનાં કોઈ સગાં પણ નહોતાં. એ સંજોગોમાં મારે મારું વૈધવ્યજીવન મારા પિયરમાં જ ગાળવું પડયું. આ વખતે મારી મોટી બહેન (રૅંગલર પરાંજપેની સાસુ) ને વિધવા થયે ૭ વર્ષ થયાં હતાં, અને તે ખૂબ માંદી થઈ પિયરમાં જ રહેવા આવી હતી. મારી ત્રીજી બહેન (પ્રો. કર્વેનાં પત્ની) બાબા ૯ વર્ષની ઉમરે વિધવા થઈ, તોપણ એ સાસરે જ રહેતી હતી. આમ ત્રણે બહેનો વિધવા થવાથી મારાં માબાપ બહુ દુઃખી હતાં. સાસરામાં મારું કોઈ ન હોવાથી મારો બધો ભાર તેમના ઉપર પડયો હતો. મને વૈધવ્ય દુઃખ થતું નહોતું એમ નહિ, પણ તે બધું ભૂલી જઈ માબાપ આગળ આનંદમાં રહેવાનો હું દેખાવ કરતી હતી.

જૂની રીત પ્રમાણે ધણી મરતાં જ મારો વેષ ઊતરાવવામાં આવ્યો. આનું કારણ એમ કહેવાય છે કે ચૂડી ને ચોટલો ઠાઠડી સાથે જ જવાં જોઈએ. તે વખતે મારો છોકરો સાડાત્રણ વર્ષનો થયો હતો. મારી આવી વિરૂપ સ્થિતિ જોઈ તે પૂછતોઃ "તું આવું રાતું લૂગડું કેમ પહેરે છે? તારા વાળ કયાં ગયા?" હું શોકાકુળ વૃત્તિથી કહેતીઃ "તારા પિતા સાથે તે ગયાં." ત્યારે તે કહેઃ "આપણે પણ ત્યાં જઈએ." આવે પ્રસંગે મારા મનમાં શું થતું હશે તેની કલ્પના નાના બાળકવાળી વિધવા જ કરી શકે. બીજાને એ થવી શકય નથી.

આ રીતે મનમાં ને મનમાં વૈધવ્યદુઃખ સહન કરી અને તેટલું મારાં માબાપને સુખી રાખવાનો હું પ્રયત્ન કરતી. આ રીતે પિયરમાં મારા વૈધવ્યનાં પાંચ વર્ષ ગયાં અને મને ૨૫ મું વર્ષ બેઠું. તે વખતે દૈવયોગથી જે એક ઘટના બની તેથી મારા જીવનમાં એક તદ્દન નવો પલટો થયો. એ નવી ઘટના તે મારી બહેન બાયાનું પ્રો. કર્વે સાથે થયેલું પુનર્લગ્ન.

## પ્રકરણ ચોથું

### બાયાનું પુનર્લગ્ન

**મા**રા વડીલ બંધુ નરહર પત અને પ્રો. કર્વે એ બન્ને બી. એ. થયા ત્યારથી મુંબઈમાં ભેગા રહેતા હતા. બાયાને બાવીસમું વર્ષ બેઠું ત્યારે મારા ભાઈ તેને મુંબઈમાં ભણાવવા લાવ્યા. પ્રો. કર્વેએ પોતાની પાસે પાંચ વિદ્યાર્થીઓ રાખ્યા હતા. નરહર પતના પત્ની અને પ્રો. કર્વેના કુટુંબીઓ એકત્ર રહેતાં હતા. આ કુટુંબ લગભગ પંદર માણસનું હતું. અમેરિકાથી પંડિતા રમાબાઈ આવ્યા પછી એમણે શારદાસદન નામની સંસ્થા કાઢી હતી. આ સંસ્થામાં બાયાને પહેલી વિદ્યાર્થિની તરીકે મારા ભાઇએ દાખલ કરી. બાયાનો પંડિતા રમાબાઈ પર ખૂબ પ્રેમ હતો, અને પંડિતા રમાબાઈ પણ શારદાસદનની પહેલી વિદ્યાર્થિની તરીકે બાયાને બહુ ચાહતાં.

દાદા (મોટાભાઇ નરહર પત) પ્રો. કર્વેને ઘેર મુરુડમાં વારંવાર જતા, અને પ્રો. કર્વે પણ દાદા સાથે કેટલીક વાર દેવરુખ આવતા. મારા ભાઈ તેમ જ પ્રો. કર્વે ઘણા દિવસથી વિધુર થયેલા હતા. મારા પિતાશ્રીને પ્રો. કર્વે સાથે ઓળખાણ થયું હતું. પ્રો. કર્વે અને મારા ભાઈ કમાતા ધમાતા હોઈ અવિવાહિત રહે એ પિતાશ્રીને ગમતું નહોતું. એક વખત પ્રો. કર્વેને પિતાશ્રીએ પૂછ્યું " તમે પરણતા કેમ નથી ?" ત્યારે પ્રો. કર્વેએ કહ્યું " બ્રાહ્મણકુળમાંથી કોઈ બાળવિધવા મને

અને તે 'મારી સાથે ગરીબાઈમાં 'રહેવા ખુશી હોય 'તો જ મારી ફરી પરણવાની ઇચ્છા છે. 'આવી વિધવા છોકરી ન મળે તો મારો આજન્મ અવિવાહિત રહેવાનો નિશ્ચય છે." પિતાશ્રી બોલ્યાઃ "તમારો આવો નિશ્ચય હોય તો અમારી બાયા સાથે કેમ લગ્ન કરતા નથી?" પ્રો. કર્વેએ કહ્યું: "છોકરીની તૈયારી હોય તો મને હરકત નથી."

આ ઉપરથી પિતાશ્રી પોતે શારદાસદનમાં ગયા અને બાયાને કહ્યું: "પ્રો. કર્વે જેવા પવિત્ર બ્રાહ્મણ તારી સાથે લગ્ન કરવા તૈયાર છે. તું એમની સાથે લગ્ન કરશે તો મને દુઃખ થશે નહિ." આ રીતે બાયાની સંમતિ લઈ તેનુ પ્રો. કર્વેની સાથે અમારા પિતાશ્રીના પ્રોત્સાહનથી જ પુનર્લગ્ન થયું.

મારા પિતાશ્રીનો મત પુનર્વિવાહને અનુકૂળ થવાનુ કારણ એ હતું કે, બાયા નવમે વર્ષે વિધવા થઈ તેથી એમને સંસાર ઉપર વૈરાગ્ય આવ્યો અને કાશીયાત્રા માટે તેઓ ઘેરથી નીકળ્યા. રસ્તામાં તેમણે પૂનામાં મુકામ કર્યો. તે વખતે પૂનામાં શાસ્ત્રીઓ અને પડિતોની પુનર્વિવાહના પ્રશ્ન પર ચર્ચા કરવા એક સભા થઈ હતી. તે સભામાં પિતાશ્રી હાજર હતા અને શાસ્ત્રાર્થ સાંભળીને કુલીન બાળવિધવાએ પુનર્લગ્ન કરવુ જોઈએ, એવો તેમનો અભિપ્રાય બંધાયો હતો. આથી તેમણે બાયાના પુનર્વિવાહને સંમતિ આપી. મારા મોટાભાઈ સુશિક્ષિત હોવાથી એમણે આ કાર્યમા મદદ કરી.

બાયાનું પુનર્લગ્ન પૂનામ થયુ. વર્તમાનપત્રોમાં, વધૂના પિતા અને ભાઈની સંમતિથી પુનર્લગ્ન થયુ છે એમ છપાયું હતું. એ પ્રસિદ્ધ થતાં જ દેવરુખમાં મારા પિતાનુ ઘર મહાજનબહાર મૂકાયું. હજામ–ધોબી બંધ થયા અને ઘરનો પૂરો બહિષ્કાર થયો. પણ મારા પિતાશ્રીએ બહિષ્કારથી જરા યે દુઃખ માન્યું નહિ. તેઓ અમને એમ સમજાવતા કે "બધી છોકરીઓએ અને છોકરાઓએ સંસાર એટલે શું,' અને 'એમાં સુખદુઃખો શું, તે અનુભવ્યાં છે; પણ બાયા તેનાથી સાવ અજાણી હતી. તેણે પુનર્વિવાહ કર્યો અને તેમાં આપણે તેને

પરવાનગી આપી એમાં કશું જ પાપ થયું નથી. લોકો ભલે મારી નિંદા કરે." બહિષ્કાર એક વર્ષ ચાલ્યો અને તેથી અમારે ઘણું વેઠવું પડ્યું. છેવટે ગામનાં ત્રણ દેવાલયોના જીર્ણોદ્ધાર માટે રૂ. ૧૦૦ આપી તથા ગામના આગેવાનોને પગે પડી પિતાશ્રીએ તેમને રાજી કર્યા અને બહિષ્કાર રદ કરાવ્યો.

*

## પ્રકરણ પાંચમું

### શિક્ષણની તૈયારી

બાયાનાં પુનર્લગ્ન થયા પછી દોઢ પોણા બે વર્ષે મારાં માતાપિતા મને લઈ કાશીની યાત્રાએ જવા નીકળ્યાં. રસ્તામાં પૂનામાં પ્રો. કર્વેને ઘેર બાયાને અને તેને થયેલા છોકરા શંકરને (જે હાલ આફ્રિકામાં દાક્તરનો ધંધો કરે છે તેને) જોવા ઊતર્યાં. બાયાનો પહેલો છોકરો શંકર નાનપણમાં ભગવડ, મજબૂત અને સુરૂપ હતો. તેને જોઈ પિતાજીને ઘણો આનંદ થયો. તેમણે છોકરાને ખોળામાં લીધો અને તે વખતે એમની આંખમાં આનંદાશ્રુ આવ્યાં. તેઓ બોલ્યા "રામની લીલા કેવી અગાધ છે તે જુઓ. આજ તેની કૃપાથી આપણી બાયાને આવું સુંદર પુત્રરત્ન સાંપડ્યું. આવાં સુંદર રત્નો, જે ભવિષ્યમાં દેશના આધારસ્તંભ થઈ પડે, તે વિધવાઓની કૂખમાં સંતાડી રાખવામાં આવે છે. કેવો આ દુષ્ટ રિવાજ! મારી છોકરીનું રામે બહુ રૂડું કર્યું." અમે પૂનામાં હતાં ત્યારે બાયાએ મને પ્રો. કર્વે પાસે ભણવા માટે મૂકી જવા મારી માની સાથે ચર્ચા શરૂ કરી. બાયાએ કહ્યું: "કૃષ્ણીને અને તેના છોકરાને હું તમારી જોડે કાશી જવા નહિ દઉં. કારણ જાત્રાનાં સ્થાનોમાં કૉલેરા વગેરે રોગો થતા હોય છે. કોઈ કોઈ વાર યાત્રાળુઓ મરે છે. હું કૃષ્ણીને તેના છોકરાના હિત માટે જાત્રા કરવા જવા દઈશ નહિ. કારણ, અમે બધી બહેનોમાં તેને માત્ર એક જ છોકરો છે." મારી

મા અતિશય જૂના વિચારની હતી. બાયાનું પુનર્લગ્ન તેને પસંદ નહોતું; વળી એને એમ બીક લાગી કે એકે પુનર્વિવાહ કર્યો એટલે બીજી પણ એ જ માર્ગે જશે. એથી મા બોલીઃ "બાયા, તારું ઉદાહરણ કૃષ્ણી પચાવશે અને અમારા કુળને બટ્ટો લાગશે. માટે યાત્રામાં તે મરી જાય તોયે બહેતર છે. અમે એને લઈ જ જવાનાં!" આવો વાદવિવાદ એક દિવસ રાત્રે બાર વાગ્યા સુધી ચાલ્યો. આવા વાદ-વિવાદ હમેશાં થતા. મને મારી ઇચ્છા શું છે એ ન પૂછતાં આ બધી વાતો થતી. અને મારાથી પણ મારી સાચી ઇચ્છા મા આગળ કહી શકાતી નહિ. મા કહેઃ "તું દેવરુખ પાછી જા અથવા અમારી સાથે કાશી ચાલ. તું જો બાયા પાસે રહીશ તો હું જીવ દઈશ." તે બાયાને કહેતીઃ "અમે નિશ્ચિતપણે કાશીએ જઈએ, એમ જો તારી ઇચ્છા હોય તો કૃષ્ણીને દેવરુખ પહોંચાડી દો." છેવટે બાયાએ મને દેવરુખ પહોંચાડવાનું મા આગળ કબૂલ કરી, મા તથા બાબાને કાશી વિદાય કર્યા. મા અને બાબા ગયા બાદ બાયા મને કહેવા લાગીઃ "તું મારી પાસે રહી નિશાળે બેસ." પણ મેં મા આગળ બાયા પાસે ન રહેતાં દેવરુખ જવાની પ્રતિજ્ઞા લીધેલી હતી તેથી બાયાને સમજાવી સંગાથ લઈને છોકરા સાથે હું દેવરુખ ગઈ.

માબાપ કાશીથી પાછાં આવ્યાં ત્યારે મને દેવરુખમાં જોઈ બહુ ખુશી થયાં. તે વખતે નાનાને સાતમું વર્ષ બેઠું હતું. મીરજમાં મારા એક દિયર હતા. તેમને મેં બોલાવ્યા અને તેમની પાસે દેવ-દેવતા બેસડાવી દેવરુખમાં જ મેં છોકરાને જનોઈ આપવાની ક્રિયા આટોપી લીધી. મારા દિયર મીરજમાં જ રહેતા. ત્યાં તેમને આઠ રૂપિયા મહિનાની નાકા કારકુનની નોકરી હતી. મને યે પાંચ વર્ષ પિયરમાં રહી કંટાળો આવ્યો હતો. મેં દિયરની રજા લઈ એમની સાથે જ મીરજ જવાનું નક્કી કર્યું. અમે ત્રણ જણાં મીરજ જવા ઊપડ્યાં. મીરજ જવાનું બીજું એક કારણ એ હતું કે, ત્યાં છોકરાના શિક્ષણની સારી વ્યવસ્થા થઈ શકે. ત્યાં ગયા પછી ભાતખંડેના ઘરમાં એક ઓરડી ભાડે રાખી અમે એક ગરીબ ઘર માંડ્યું. નાનો

ત્યાં નિશાળે જવા લાગ્યો. બે મહિના પછી પ્રો. કર્વે અને બાપાનું કંઈક આપસની કામસર મીરજ આવવાનું થયું. તેઓએ મને છોકરાને શિક્ષણ સારી રીતે મળે એ ઉદ્દેશથી પૂના આવવા આગ્રહ કર્યો. હું પણ મારી મા પ્રમાણે જૂના મનની હોવાથી એકદમ સુધારકને ઘેર જવું મને પૂર્ણપણે પસંદ નહોતું. પરંતુ છોકરાનું ભણતર સારું એ દૃષ્ટિએ મેં ગમે તેવી સ્થિતિમાં રહેવાનો નિશ્ચય કર્યો અને છોકરાને બાપા સાથે મોકલી, હું એકલી જ દિયરને ઘેર મીરજમાં રહી.

પાંચ છ મહિના પછી છોકરાને મળવા હું પૂના ગઈ. તે વખતે પ્રો. કર્વેના મનમાં અનાથ બાલિકાશ્રમ નામની સંસ્થા કાઢવાનું ઘોળાતું હતું. એક દિવસ પાસે બેસાડીને એમણે પોતાની બધી કલ્પના મને સમજાવી. "વિધવાશ્રમ નીકળે તો તું એમાં શું કામ કરશે?" એમ એમણે મને પૂછ્યું. તે વખતે મને શિક્ષણની કંઈ જ કલ્પના નહોતી, અને આશ્રમ શબ્દનો અર્થ શું એ પણ જાણતી નહોતી. મેં કહ્યું: "હું તમારા આશ્રમમાં રસોઈનું કામ કરીશ. બીજું કંઈ મને આવડે એવું લાગતું નથી." પ્રો. કર્વે બોલ્યા: "આશ્રમ નીકળવાને હજુ વાર છે; તેટલા વખતમાં તું શિક્ષિકાનું સર્ટિફિકેટ મેળવ. એ પ્રયોજનથી તું આવતી કાલથી હોમ ક્લાસમાં જવા માંડ."

હોમ એટલે શું અને ક્લાસ એટલે શું એની મને કલ્પના નહોતી. એ શબ્દનો મરાઠી અર્થ બાપાએ મને કહ્યો, અને ૨૧ વર્ષની ઉંમરે મેં પૂનામાં 'સત્યા - માઉજી'* પાસે દેવના વાડામાં ચાલતા હોમ ક્લાસમાં જવા માંડ્યું.

આ હોમ ક્લાસમાં શ્રીમંત સ્ત્રીઓ ઘણી આવતી હતી. હું કોંકણની એક વેશ ઉતારેલી વિધવા અને મારું લૂગડું યે બહુ સારું નહિ.+ આવી સ્થિતિમાં હોમ ક્લાસની શિક્ષિકા શ્રીમંત સ્ત્રીઓ

---

* ધારના હનુમાન.

+ મરાઠીમાં 'સોવળે કેલેલી' એવા શબ્દો છે. એનો અર્થ 'સોવળી કરેલી' એવો થાય, જે વિધવા વેશ ન ઉતારે તે અશુદ્ધ ગણાય. વેશ ઉતારેલી વિધવા એક લાલ લૂગડા સિવાય બીજું કશું પહેરતી નહિ. —ભાષાંતરકાર

તરફ જેટલું ધ્યાન આપતી તેટલું મારી તરફ આપતી નહિ. આ પરિસ્થિતિથી કંટાળીને મેં ઘેર રહેવા માંડ્યું અને બાયાને કહ્યું કે, તારા ઘરનાં રસોઈપાણી કરી હું મારા છોકરાને ભણાવીશ. પણ બાયા મને ઘરમાંનું કંઈ પણ કામ બતાવે નહિ. વળી, તેણે મને મૂંગા બેસી રહેવાની શિક્ષા કરી. મને આમ બેસી રહેવાનો કંટાળો આવ્યો અને છેવટે, આવા કેદખાનામાંથી મને છૂટી કરવા મેં બાયાને કહ્યું. બાયા બોલીઃ "કાં તો ઘરમાં મૂંગી બેસ, નહિ તો ભણવા જા. અમે તને મીરજથી ઘરકામ કરવા બોલાવી નથી. અમને રસોઇયણ જોઈએ તેટલી મળશે. તારે જો શિક્ષિકાનું કામ કરવું હોય તો ચૂલા પાસે બેસવાને બદલે તારે તારો વખત નિશાળમાં ગાળવો જોઈએ." આવી રીતે કામ વગર બેસી રહેવાની શિક્ષા મને ગમતી નહિ. આ જ વખતે, સ્વ. પ્રો. આગરકરની પત્નીને શીખવવા માટે હોમ ક્લાસમાંથી એક શિક્ષિકાને એમણે ઘેર મોકલવા માંડી હતી. એ બહેન પણ મારા જેવાં જ નિરક્ષર હતાં. એટલે મેં તેમની સાથે શિક્ષણ લેવા તેમને ઘેર જવા માંડ્યું. ત્યાં બારાખડી, પહેલી ચોપડી, ૧૦૦ સુધી આંકડા અને ૧૪ ઘડિયા એટલું મારું શિક્ષણ થયું. પછી મને પોતાને જ મનમાં થયું કે શીખવું તો પૂરું શીખવું; અધુંપધું શીખવું નહિ. પણ નિશાળે જાઉં તો લોકો હસશે. ઘરમાં રહું તો બહેન નકામા બેસી રહેવાની શિક્ષા કરશે. આ સ્થિતિમાં મને મારા દીકરાનો ભાર બહેન ઉપર નાખવો યોગ્ય લાગતો નહિ. આ રીતે ઘણા દિવસ મારા મનમાં યુદ્ધ ચાલી રહ્યું હતું. છેવટે બહુ વિચાર કરીને પૂનામાં 'હુજુર પાગ'ની શાળામાં નામ દાખલ કરવાનું નક્કી કર્યું અને ત્યાંના છાત્રાલયમાં પહેલે પ્રથમથી જ રહેવાનું ઠરાવ્યું. મેં મારો વિચાર પ્રો. કર્વેને જણાવ્યો. અને તે એમને બહુ પસંદ પડ્યો એમ લાગ્યું. તે વખતમાં મારા જેવી 'ચોખ્ખી થયેલી' વિધવાઓ શાળામાં જતી નહિ. બધું નક્કી તો થયું, પણ મને પોતાને જ એ નિશ્ચય કેમ પાર પાડી શકાશે

તેની ચિંતા થતી હતી. ૧૪ ઘડિયા, ૧૦૦ આંક, કર, મઠ, રથ, એટલું જ વાચન, મોડી લિપિનું અજ્ઞાન, ઉંમર વર્ષ ૨૬ ની, દીકરો ૭ વર્ષનો—આ સંજોગોમાં મારું શિક્ષણ પૂરું કેમ થશે; હું શિક્ષિકા બનીશ ક્યારે અને મારા છોકરાનું ભણતર ચલાવીશ કેમ, એવી ચિંતાઓ મારી આંખ આગળ ભૂતની માફક તરવરવા લાગી. છેવટે બાયાએ મને ધીરજ આપી હુજુર પાગમાં બેસાડી. તે વખતે ત્યાં બીજા ધોરણમાં ગોગટે નામે શિક્ષક હતા. બહેને તેમની પાસે મને ઊભી કરી અને વર્ગમાં દાખલ કરવા શિક્ષકને વિનંતિ કરી. માસ્તરે કહ્યું: "આ બાઈને પહેલીનો અભ્યાસ બરાબર આવડતો નથી તો એમને બીજીમાં કેમ દાખલ કરાય?" વર્ગની છોકરીઓ પણ કુતૂહલથી મારી સામે જોવા લાગી. તે વખતે મારી સ્થિતિ શું થઈ હશે એની કલ્પના હાલમાં શિક્ષણ લેતી છોકરીઓને આવી શકશે નહિ. છેવટે, બાયાએ મારી તરફથી ખૂબ વકીલાત કરી મારું નામ બીજીમાં દાખલ કરાવ્યું.

શાળાની વાર્ષિક પરીક્ષા પાસે આવી હતી. મારા વર્ગમાં ૮–૧૦ વર્ષની કુમારી છોકરીઓ ઘણી હતી. મિશ્રાશથી મેં મારા વર્ગની બહેનો પાસેથી ઘડિયા અને જોડાક્ષરોની માહિતી મેળવી લીધી. બીજીમાં કુલ ૬૦ છોકરીઓ હતી. અને તેમાં હું એક 'ચોખ્ખી કરેલી' વિધવા એવો તે વખતનો દેખાવ હતો. આવી મુશીબતમાં ખૂબ મહેનત લઇ બીજીમાં પાસ થઈ. આવી રીતે મારું શિક્ષણ સારી રીતે આગળ ચાલ્યું અને દરેક ધોરણમાં પાસ થતી થતી છેવટે ટ્રેનિંગની સ્કૉલરશિપ મેળવી મેં ત્રીજા વર્ષની પરીક્ષા પસાર કરીને તેમાં પહેલા નંબરનું સર્ટિફિકેટ મેળવ્યું. તે વખતે પ્રો. કર્વેને જે આનંદ થયો અને બાયાને જે ધન્યતા લાગી તેનું વર્ણન કરવું શક્ય નથી.

મારું શિક્ષણ ચાલતું હતું ત્યારે બીજી બાજુએ પ્રો. કર્વેનો વિધવાશ્રમ કાઢવાનો વિચાર પણ ઠીક પાકો થતો જતો હતો.

સંસ્થા હિંગણેમાં શરૂ થઈ તેમાં છોકરીઓની સંખ્યા ૧૮ ની થઈ હતી. મારી પરીક્ષા ક્યારે પૂરી થાય અને હું ક્યારે સંસ્થામાં જોડાઉં એની પ્રો. કર્વે વાટ જોઈ રહ્યા હતા. પરીક્ષામાં પાસ થયા પછી મને સરકારના દેવામાંથી છોડાવવામાં આવી.* આ કામમાં પ્રો. કર્વેને પ્રો. સેલ્બી તથા તે વખતના શિક્ષણખાતાના અધિકારી તરફથી ઘણી મદદ મળી, એમ મેં સાંભળ્યું. ત્રણ વર્ષ સરકારી નોકરી કર્યા વિના તેમ જ કંઇ પણ દંડ ભર્યા વિના મને આશ્રમમાં કામ કરવા સરકાર તરફથી પરવાનગી મળી.

ટ્રેનિંગ કોલેજના અભ્યાસ દરમિયાન હું ઘણી વાર શનિવારે શનિવારે છુટ્ટીનો દિવસ ગાળવા હિંગણે રહેવા જતી. પ્રો. કર્વે જેમને અમે અણ્ણા કહીને બોલાવીએ છીએ, તેમની સાથે હિંગણે ચાલતાં જવાનો વારંવાર પ્રસંગ આવતો. હિંગણેનો રસ્તો સારો ન હોવાથી ખેતરોમાં થઈને કેડીએ કેડીએ ઘણે દૂર સુધી ચાલવું પડતું. તે વખતે અણ્ણા મારી સાથે વાતો કરીને સમય વીતાવતા. તે વખતે હિંદુસ્તાનમાં વિધવાઓની સ્થિતિ કેવી છે અને તે સુધારવા શું કરવું જોઈએ, એ વિષય ઉપર વાતો નીકળતી હતી. આમ ખૂબ વિચાર પછી નિર્ણિત થયેલા અણ્ણાના અભિપ્રાયો મને સાંભળવા મળતા. આ રીતે અણ્ણા સાથે સંભાષણ કરવાના મને અનેક પ્રસંગો આવતા. આથી મને પુષ્કળ શિક્ષણ મળતું. આમ આશ્રમનુ કામ કરવાની મારા મનની તૈયારી કરવામાં આવી. આગળ ઉપર આશ્રમની આજન્મ સેવિકા થવાનો મેં જે નિશ્ચય કર્યો તેનું સઘળું શ્રેય ગુરુવર્ય અણ્ણાની સાથે થયેલાં સંભાષણોને જ આપવું જોઇએ, એમ હું માનુ છું.

*

* ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરનારને સરકાર તરફથી છાત્રવૃત્તિ આપવામાં આવે છે અને તેના બદલામાં અમુક વર્ષ સુધી સરકારી નોકરી કરવાનો કરાર કરાવી લેવામાં આવે છે. જો કોઈ તે કરાર પ્રમાણે ન વર્તે તો તેને મળેલી છાત્રવૃત્તિ પાછી ભરી દેવી પડે છે. —ભાષાંતરકાર

# પ્રકરણ છઠ્ઠું

## મારું મતાંતર

દેવરુખથી પૂના આવી આશ્રમમાં કામ કરવાની શરૂઆત કરી તેટલા વખતમાં મારા વિચારોમાં અનેક ફેરફાર થયા હતા. કોંકણમાં હતી ત્યારે મને શિક્ષણની પણ કલ્પના નહોતી, તો દેશસેવાની કલ્પના તો ક્યાંથી જ હોય? અનેક વિધવાઓની જેમ મેં પણ નશીબને દોષ દઈ મારું બધુ આયુષ્ય દેવરુખમાં રહી કાઢ્યું હોત અને મારો વખત અનેક વિધવાઓ પ્રમાણે દેવધર્મમા તથા તીર્થયાત્રામાં ગાળ્યો હોત. પણ બાબાના પુનર્વિવાહને લીધે મને પૂનામાં શિક્ષણ લેવાની તક મળી. શિક્ષણ મળવાથી હિંદુસ્તાન એટલે શું, રાષ્ટ્ર એટલે શું, અને દેશના ઉદ્ધાર માટે શુ કરવુ જોઈએ, એ પ્રશ્નો મારા મનમા ઘોળાવા લાગ્યા.

આ પ્રશ્નોનો વિચાર કરતા સ્વાભાવિક રીતેજ વિધવાની સ્થિતિ કેટલી ખરાબ છે, અને એને સુધારવા શું કરવુ જોઈએ તે સંબંધી હું વિચાર કરવા લાગી. તેને લીધે વિધવાઓ વિષેના મારા પહેલાના વિચાર તદ્દન બદલાઈ ગયા અને વિધવાનું કર્તવ્ય શું અને ધાર્મિક દૃષ્ટિએ તેણે પોતાની રહેણી કેવી રાખવી જોઈએ, એ બાબ મનમા ઘોળાવા લાગ્યુ. આ પ્રશ્નનો વિચાર કરતાં વિધવાના વાળ ઉતરાવવાના રિવાજે મારું ધ્યાન ખૂબ ખેચ્યું

દેવરુખમાં હતી ત્યારે કેશવપન એ એક ધાર્મિક આચાર છે અને તે ચાલુ રાખવો, એ એક ધાર્મિક ફરજ છે એમ હું માનતી. હિંગણેમાં કામ કરવા માંડયા પછી પણ એ સંસ્થામાંની એક વેષ ઉતરાવેલી વિધવાએ જ્યારે પોતાનો વેષ બદલ્યો ત્યારે તેણે મહા-પાપ કર્યું, એમ મને લાગ્યુ હતું. પણ આ વાતનો જ્યારે મેં વધારે વિચાર કર્યો ત્યારે મને જણાયુ કે વાળ ઉતારવાની બાબતમાં ફરજિ-યાતપણું એ આ રિવાજનો અતિશય અધાર્મિક ભાગ છે. અને પોતાની

ખુશીથી, સંન્યાસદીક્ષા સમજીને કોઈ વાળ ઊતરાવે તો તે ધાર્મિક ક્રિયા છે. વિધવાઓએ ફરજિયાત કેશવપનનો નિષેધ કરી એ બાબતમાં સત્યાગ્રહ કર્યા વિના આ પ્રશ્નનો નિકાલ આવશે નહિ, એમ મારો ધીમે ધીમે નિશ્ચય થતો ગયો. આ મારું મતપરિવર્તન ધીમે ધીમે થયું. બાળક જન્મ્યા બાદ જેમ જેમ નવા અનુભવો લે છે, તેમ તેમ તેનું જ્ઞાનનું ક્ષેત્ર વિસ્તાર પામતું જાય છે. શિક્ષણને લીધે મારો પણ નવો જ જન્મ થયો હતો; અને તે જન્મથી મારું જ્ઞાનક્ષેત્ર વધતું ગયું અને મારા મતો ઝપાટાબંધ બદલાતા ગયા. આ મત-પરિવર્તન થવામાં મારા બધા જ મતો સુધારકોની જેમ બદલાઈ ગયા નહિ. કેટલીક બાબતોમાં મને આપણી જૂની રહેણી અને જૂની પરંપરા યોગ્ય લાગતી, અને સામાજિક પ્રશ્નો વિષેના મારા મતો જે હું પછીના એક પ્રકરણમાં આપવાની છું તે ઉપરથી મને જૂના પુષ્કળ રીતરિવાજ અને વહેવારો સાચવી રાખવા જેવા લાગે છે, એ વાત વાંચનારના લક્ષમાં આવશે.

અણ્ણાનો દાખલો મારી આંખ આગળ નિરંતર હોવાથી મારા વિચારોને એક ખાસ જાતનું વલણ મળ્યું અને કેવળ વ્યક્તિસ્વાતંત્ર્ય તથા સમતાવાદ, જે સુધારકોના ખાસ સિદ્ધાંતો મનાય છે તેની મારા મન ઉપર કંઈ ખાસ અસર થઈ નહિ. હું મારી માતૃભૂમિની કંઈક સેવા કરું એવી મને ચટપટી થવા લાગી; પણ આ સેવા મારી માતૃભૂમિની જે અનેક કન્યાઓ અકાળ વિધવા થાય છે તેમનાં જીવનમાં આશાનું કિરણ ઉત્પન્ન કરીને કરવી એવું મેં ઠરાવ્યું. અને વિધવાઓની ઉન્નતિ દ્વારા માતૃભૂમિની ઉન્નતિ સાધવી એવો મેં નિશ્ચય કર્યો.

અણ્ણાની સાથે હિંગણેના રસ્તા પર જે અનેક સંભાષણો થતાં તેથી મારા ઉપરના વિચારો દૃઢ થયા. ઘણી વાર મને એમ થતું કે મારા ઉપર છોકરાની જવાબદારી હોવાથી હું બીજાઓની જવાબદારી

ઊઠાવી તેને કેમ પાર પાડી શકીશ ? પણ આ બાબતમાં મેં સ્વાર્થ સાધી પરમાર્થ સાધવાનું ઠરાવ્યું. બાયાનું પુનર્લગ્ન થયું ત્યારે તે બાબતમાં પિતાજીની માફક મને પણ આનંદ થયો હતો. કેટલાક લોકાને,

આ ગગ શું કરીશ એ વિષે જ્યારે ચર્ચા કરતાં જાણ્યા ત્યારે મને આશ્ચર્ય થયું. અણ્ણાને ઘેર રહી હું ઘણુખરું બહેનની જ નકલ કરીશ એમ લોકો કહેતા. પણ આ બાબતમાં મારા મતમાં કંઈયે ફેર પડ્યો નહિ; પણ અણ્ણાના ધ્યેયનું અને એમની સાદી રહેણીનું મારા મન ઉપર જુદું જ પરિણામ આવ્યું, અને એક કુટુંબને ઉપયોગી થવા કરતાં મારું આખું આયુષ્ય વિધવાઓની સેવામાં ગાળવું એવો મેં નિશ્ચય કર્યો. અને, એક વાર આ નિશ્ચય દૃઢ થતાં જ હું એ માર્ગે ચાલી. જે વિધવાને એકાદ બે બાળકો છે અને જેણે કંઈક સંસાર ભોગવ્યો છે તેને જો કંઈ પણ મહત્ કાર્ય કરવું શક્ય હોય તો તેની કદી પાછી સંસારમાં પડવાની વૃત્તિ થશે નહિ, એમ મને લાગે છે. અને તે મુજબ મેં મારા જીવનનું ધ્યેય નક્કી કર્યું.

શિક્ષણને લીધે મારી બુદ્ધિ જાગ્રત થઇ, મારું ધ્યેય મેં નક્કી કર્યું અને પછી તેનો તુરત અમલ કરવા માટે અનાથ બાલિકાશ્રમની આજન્મ સેવિકા થવાનો મેં નિશ્ચય કર્યો. પછી અણ્ણાના કાર્યમાં મદદ કરવા માટે હિંગણે જઈ પ્રત્યક્ષ કાર્યનો આરંભ કર્યો.

*

# પ્રકરણ સાતમું

## આશ્રમના કામનો આરંભ

જે આશ્રમમાં હું રસોઇયણનું કામ કરવા તૈયાર થઈ હતી, તે જ આશ્રમની હું આજન્મ સેવિકા થઈ ભવિષ્યમાં મહત્ત્વનું કામ કરીશ એમ જો કોઇએ મને કહ્યું હોત તો તેના ઉપર મેં કદી વિશ્વાસ મૂક્યો ન હોત. જીવનમાં કેટલીક વાર ન સાંભળેલી વાતો બની આવે છે. મારા જીવનને જે નવું વલણ મળ્યું તે બાયાના પુનર્લગ્નને લીધે જ. કેટલાક લોકોને અને મને પણ હું આગળ શું કરીશ તે વિષે શંકા ઉત્પન્ન થઈ હતી, પણ પ્રો. કર્વેના ઉત્તેજનથી મારી મારફત જે કંઇ થોડીઘણી વિધવાઓની સેવા થઈ તેની હકીકત હું ટૂંકમાં રજૂ કરીશ.

૧૯૦૨નો આશ્રમ અને ૧૯૨૮નો આશ્રમ એ બે વચ્ચે ઘણો ફરક છે. તે વખતે આશ્રમનાં ખેતર પર તુવેરની કાઠીના છાપરાની એક જ ઝૂંપડી હતી. આ ઝૂંપડીમા ત્રણ ઓરડીઓ કરેલી હતી. એક ઓરડી રસોડા માટે, એક અભ્યાસ માટે, અને એક સૂવા માટેઃ એમ તેની વ્યવસ્થા હતી. સૂવાની ઓરડીમા જ સામાન વગેરે મૂકી એના ઉપર જ પ્રો. કર્વેનું પાથરણું પાથરવા માટે જગ્યા કરી હતી. પાણી નહેરમાંથી લાવવું પડતું. હું જ્યારે આશ્રમમાં જોડાઇ ત્યારે તેમાં ૧૮ છોકરીઓ હતી. એક માસ્તર અને અણ્ણા છોકરીઓને શીખવતા. બાયા ગામમાં રહેતી હતી. શરૂઆતમાં એક વર્ષ સુધી દ્યાટણના કામથી માંડીને ગૃહમાતાના કામ સુધીનાં બધાં કામો વારી પ્રમાણે કરવાનો મને અનુભવ મળ્યો હતો. ૧૯૦૫-૬ના વર્ષમાં જમવા માટે અર્ધી પરમાળ બાંધવામાં આવી. ત્યારપછી શ્રી કાશીબાઈ દેવધર, શ્રી વેણુબાઇ નામજોશી અને શ્રી. બનુબાઈ દેશપાંડે : એ બહેનો આજન્મ સેવિકા તરીકે આશ્રમને આવી મળી, અને મારા પરનો કામનો બોજો હળવો થયો. વળી આશ્રમનાં જુદાંજુદાં કામો વધવાથી

મને આગળ ઉપર ફંડ ભેગું કરવાનું કામ આપવામાં આવ્યું. આ કામ મારી ઉપર આવશે અને મારે તે કરવું પડશે, એવી મને પહેલાં કલ્પના યે નહોતી. પણ એક દિવસ એક્કામાં બેસીને પ્રો. કર્વે પૂનાથી હિંગણે આવતા હતા તેવામાં રસ્તો સારો ન હોવાને લીધે એક્કો ઊથલી પડ્યો અને એમને બહુ જ વાગ્યું. અણ્ણાને ઊચકીને આશ્રમમાં આણવામાં આવ્યા અને ત્યાં તેમને ઔષધોપચાર શરૂ કરવામાં આવ્યા. અણ્ણા જે ઓરડીમાં સૂતા હતા ત્યાં જઈ તેમની ખબર-અંતર પૂછવા હું તેમની પાસે જઈને બેઠી. તે વખતે મને એવો વિચાર આવ્યો કે આમ જ એકાદ દિવસ ભવિષ્યમાં અણ્ણાનું અકસ્માતથી મારુંમાઠું થાય, તો સંસ્થાને વૈધવ્ય આવશે. અને તેવું થાય તો અમારી બધાંની કોણ સંભાળ લેશે? ફંડ ઉઘરાવવાનુ કામ અણ્ણા જ કરતા હતા. અને તેને લીધે તેમને અનેક ઠેકાણે પ્રવાસની હાડમારી વેઠવી પડતી. આ કામમાં તેમનો શ્રમ ઓછો કરી શકાય તો સારું એવા વિચાર મારા મનમાં આવ્યા. તે એપ્રિલ મહિનાના દિવસો હતા, અને મન્વાડમાંથી ઊઠયા બાદ અણ્ણાને તુરત જ ફંડ ઉઘરાવવા પ્રવાસે જવું પડે એમ હતું. આવે વખતે મારે કામ કરી બતાવવુ એવુ મારા મનમાં થયું. છુટ્ટીમાં ઘેર જનારી એક બાળાને ખંડવા સુધીનો રેલવે પાસ મળ્યો હતો. એ પાસમાં એની સાથે એક નોકર ખંડવા સુધી જઈ શકે એમ હતું. એનો ફાયદો લેવાનુ મેં ઠરાવ્યું પહેલા પ્રયત્ને મને ફંડ ઉઘરાવતા આવડશે જ એવો અનુભવ ન હોવાથી, નિદાન મારા ખર્ચનો બોજો આશ્રમ ઉપર ન પડે એ હેતુથી મેં એ બાળાને પોતાની નોકર તરીકે મને લઇ જવા વિનંતિ કરી. આ વખતે, અણ્ણા સાજા થઈ ફંડ માટે ઊપડવાની તૈયારીમાં છે એમ મને ખબર પડી. તરત જ અણ્ણાને મેં મારો વિચાર જણાવ્યો. મારી કલ્પના એમને પસંદ પડવાથી એમણે તુરત જ મને પરવાનગી આપી અને હું પણ ઉત્સાહથી નીકળવા તૈયાર થઈ. પણ તે જ દિવસે મારા નાનાને તાવ આવ્યો અને તે, ૧૦૪ ડિગ્રી સુધી પહોંચ્યો. રાત્રે

છોકરો તાવમાં બળવા લાગ્યો. સવારની ગાડીમાં નીકળવાનું હતું એટલે હું મોટા સંકટમાં આવી પડી. આવી સ્થિતિમાં ઠરૂ ઉધરાવવા મારે જવું કે કેમ, એમ મેં અપ્પાને પૂછ્યું. તું જશે તો વેણુબાઈ, કાશીબાઈ વગેરે તારા છોકરાને તારી માફક જ સંભાળશે એમ મને તેમણે કહ્યું. પછી વધારે વિચાર ન કરતાં વેણુબાઈ, કાશીબાઈ વગેરેને છોકરો સોંપી હું નોકરનો પાસ લઇ ખંડવા રવાના થઈ.

આશ્રમનું કામ કરતાં જ્યારે જ્યારે આવા પ્રસંગો આવ્યા ત્યારે નાનાની પોતાના દીકરા પ્રમાણે કાળજી લેવા મારી સાથીદાર બહેનો હમેશાં તૈયાર રહેતી. ખંડવા પહોંચ્યા બાદ ત્યાંના આગેવાન લોકોને મળીને મેં કહ્યું: "એક સભા બોલાવો. હું ત્યાં સંસ્થા સંબંધી હકીકત કહી, પૈસા મેળવવાનું કામ કરીશ !" પણ કોઇએ જ મારી વાત ધ્યાન પર લીધી નહિ. "સભામાં તમે શું લેક્ચર આપવાનાં છો ?" એમ કેટલાકે મારી મશ્કરી કરી. મેં વેષ ઊતરાવેલો હોવાથી મારું ભાષણ કેમ સાંભળી શકાય એવી કેટલાકને શંકા હોવાનું મેં જાણ્યું. છેવટે ખંડવામાં એક ઇનામદાર છે તેમને હું મળવા ગઇ. તેમણે મારી વાત સાંભળીને મને કહ્યું કે, અમારે ઘેર રોજ રાત્રે પાનસોપારી લેવા અને ગપ્પાં મારવા કેટલાક મિત્રો ભેગા થાય છે, તે વખતે આવી તમે તમારું ભાષણ આપજો એટલે તમારું કામ થશે. મેં એમની વાત સ્વીકારી અને ઠરાવેલે વખતે તેમને ત્યાં ગઈ. દશબાર મિત્રો ગપ્પાં મારતા બેઠેલા હતા. ઇનામદારે મને મારું ભાષણ શરૂ કરવા કહ્યું. મેં પણ ભાષણ શરૂ કર્યું. હવે તો બધા મારી સામે ફરીને બેસશે એમ મેં ધાર્યું હતું, પણ તેઓ જરાયે ફર્યા નહિ. મેં પણ મારું ભાષણ પૂરું થતાં સુધી ચાલુ જ રાખ્યું. ભાષણ પૂરું થયા પછી મેં ફંડની યાદી તેમની આગળ મૂકી. તે ઉપર તેમણે ૧૩ રૂપિયાનો આંકડો માંડી આપ્યો. મેં તેઓની પાસેથી એટલી મદદની પણ અપેક્ષા રાખેલી ન હોવાથી ૧૩ રૂપિયા મને ૧૩૦ રૂપિયા જેટલા

લાગ્યા. ખંડવાથી કાગળ લઈ હું ઈંદોરના એક મોટા સરદારને ત્યાં ગઈ. રજવાડી રીત પ્રમાણે તેમણે મને આજે અહીં જાઓ, કાલે ત્યાં જાઓ એટલે તમારું કામ સારી રીતે સિદ્ધ થશે, એમ કહ્યા કર્યું. તે મુજબ હું જુદા જુદા લોકો પાસે ગઈ પણ ખરી; પણ સભા ભરવાનું કોઈ જ કબૂલ કરે નહિ, અને મારું કામ શરૂ થાય નહિ. છેવટે, ખૂબ વિચાર કરીને ઇંદોરની કોલેજમાં અભ્યાસ કરનારા તરુણ વિદ્યાર્થીઓ પાસે મદદ માગવા જવું એવો મેં નિશ્ચય કર્યો. ત્યાં શ્રી. ગરુડ* અને શ્રી. દેવ નામના વિદ્યાર્થીઓએ ખૂબ મહેનત કરી ત્યાંના પ્રાર્થના સમાજમાં મારું વ્યાખ્યાન ગોઠવ્યું. મારું વ્યાખ્યાન ત્યાં થયું અને વિદ્યાર્થીઓએ પુષ્કળ શ્રમ લઈ આશ્રમ માટે ૧૦૦ રૂપિયા ભેગા કર્યા. ઇંદોરમાં થયેલા કામથી મને ઉમેદ આવી અને ઇંદોરથી પત્ર લઈ હું દેવાસ ગઈ. ત્યાં જઈ દીવાનને મળી. અને એક પ્રોફેસરના પ્રમુખપણા નીચે વ્યાખ્યાન આપ્યું. વ્યાખ્યાનમાં ઠીક લોકો ભેગા થયા હતા. ભાષણ થયા પછી રૂપિયા ૪૦૦ મળ્યા. આ રીતે નોકરની ટિકિટ લઈ એટલે દૂર એકલી જઈ પહેલી જ વારમાં રૂપિયા ૫૦૦ ભેગા કરી હું પૂના આવી ત્યારે અણ્ણાને અતિશય આનંદ થયો. ત્યારથી એમણે આશ્રમના પ્રચારકનું કામ મને સોંપ્યું. આ કામ મારા પર આવશે એવી કલ્પના યે ન હોવા છતાં એક અકલ્પિત યોગથી તે મારી પાસે આવ્યું.

*

* શ્રી. ગરુડે અનાથ બાલિકાશ્રમમાં કેટલાંક વર્ષ આજન્મ સેવક તરીકે કોઈ કામ કર્યું હતું; પણ હિંગણેનાં હવાપાણી તેમને માફક ન આવવાથી સેવાસદનમાં નોકરી લીધી હતી. તેઓ હાલ સેવાસદનની નાગપુરની શાખાની વ્યવસ્થા ચલાવે છે. અને સેવાસદન સંસ્થાના આજન્મ સેવક થયા છે.

# પ્રકરણ આઠમું

## ફાળો ઉઘરાવવાના કેટલાક અનુભવ

ઈ. સ. ૧૯૦૪ થી તે આજ (૧૯૨૮) સુધી મેં આશ્રમ માટે ફાળો ઉઘરાવવાનું કામ કર્યું છે. અમેરિકાનો ત્રણ વર્ષનો પ્રવાસ, અંગ્રેજી શીખવા માટે લીધેલી ત્રણ વર્ષની રજા, અને મુંબાઈની કન્યા-શાળામાં નિરીક્ષક તરીકે કરેલું એક વર્ષ કામ, એમ સાત વર્ષ બાદ જતાં લગભગ વીસ વર્ષ મેં આશ્રમ માટે ફંડ ઉઘરાવવાના કામમાં ગાળ્યાં છે. ઉત્તરમાં સાગર, હોશંગાબાદ, દિલ્હી, આગ્રા, લખનૌ અને કાનપુર સુધી: દક્ષિણમાં રાણી બેન્નૂર, માંગલોર, રામેશ્વર સુધી; પૂર્વમાં ત્રિવેંદ્રમ, મછલીપટ્ટણ, કોચીન, કાલીકટ સુધી અને પશ્ચિમમાં અમદાવાદ, નડીઆદ, ધોળકા, ધંધુકા, ભાવનગર—આ રીતે મારો હિંદુસ્તાનનો પ્રવાસ અત્યાર સુધી થયો છે. દર વર્ષે સુમારે ત્રણથી ચાર હજારનો ફાળો મેં ઉઘરાવ્યો છે.

અત્યાર સુધીમાં મેં આશ્રમ માટે ઉઘરાવેલા ફાળાનો આંકડો સાઠથી સિત્તેર હજાર સુધીનો થયો હશે, એમ મારો અંદાજ છે.

વિધવાની દુઃખી સ્થિતિ સમાજ આગળ રજૂ કરવા માટે મેં અનેક વ્યાખ્યાનો અત્યાર સુધીમાં આપ્યાં છે. એ વ્યાખ્યાનોને અંતે હું આશ્રમની હકીકત રજૂ કરી આશ્રમ માટે ભિક્ષા માગતી. જે ભાગમાં મરાઠી ભાષા બોલાતી નહોતી, ત્યાં કામ કરવાનો પ્રસંગ આવે તો એકાદ દુભાષિયાને બોલાવી તેની દ્વારા કામ કરતી. વ્યાખ્યાનો, કેટલીક વાર શાળા અને કોલેજના વિદ્યાર્થીઓ આગળ કે પ્રાથમિક શાળાનાં છોકરા-છોકરીઓ આગળ અથવા ખાસ સ્ત્રીઓ આગળ આપવાં પડતાં. એવે પ્રસંગે વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવો વિષય લઈ બોલવાનો મારો રિવાજ હતો. સ્ત્રીઓ માટે 'દીવી આરતી,' 'નિયમ ધર્મ,' 'સ્ત્રીઓનાં કર્તવ્યો' એવા વિષય હું લેતી. વ્યાખ્યાનને અંતે આશ્રમની હકીકત કહી પૈસા ઉઘરાવતી.

ફાળો ઉઘરાવવાનું કામ કરતાં મને પ્રવાસમાં બહુ અડચણો નડતી, અને તેથી જ મારામાં ધીમે ધીમે સભાઓમાં બોલવાની હિંમત આવી. હું વ્યાખ્યાનો આપીશ, એવું જો કોઈએ નાનપણમાં મારું ભવિષ્ય ભાખ્યું હોત તો તે મને જરાયે ખરું લાગ્યું ન હોત. કેવળ મહાવરાથી મેં એ કળાને પ્રાપ્ત કરી લીધી. હું મોટી વક્તા કે વિદ્વાન ન હોવા છતાં મારે હાથે વ્યાખ્યાનદ્વારા વિધવાઓની બાબતમાં લોકજાગૃતિનું કામ ઠીક ઠીક થયું. ૧૯૦૪ માં મુમ્બઈમાં ભરાએલી સોશિયલ કૉન્ફરન્સમાં એક ઠરાવ ઉપર ભાષણ કરવા મને કહેવામાં આવ્યું. તે વખતે પરિષદના પ્રમુખ સ્વ. ન્યાયમૂર્તિ ચંદાવરકર હતા. મારા ભાષણનો તે વખતે વર્તમાનપત્રમાં આવેલો સાર આગળ (પરિશિષ્ટમાં) આપેલો છે, એ વાચકે જરૂર વાચવો. આ ભાષણમાં, સ્ત્રીઓએ ફેશનનું અનુકરણ કરવાના મોહમાં પશ્ચિમનું આંધળું અનુકરણ કરવું નહિ અને ગરીબ સ્ત્રીઓએ પોતાનો પોશાક તદ્દન સાદો રાખવો અને પોતાનો પહેરવેષ છાલકો ન દેખાય એને માટે કાળજી રાખવી, એવી મતલબના વિચારો હતા. એ મારું ભાષણ પરિષદમાંના એકંદર સમાજને બહુ ગમ્યું એમ લાગે છે. બોલનારા સુધારકોને માન એ ભાષણ ખૂબ ચમક્યું મારું ભાષણ ચાલતું હતું ત્યાં જ સભામાંના તરુણ વિદ્યાર્થીઓને એટલો ઉત્સાહ આવ્યો કે તેમણે પોતાની ટોપીઓ ઉતારીને સભામા જ આશ્રમ માટે ફાળો ઉઘરાવવા માંડ્યો, અને મને પાછળથી માલમ પડ્યુ કે ફાળો યે ઠીક ભેગો થયો. વ્યાખ્યાનની વખતે પરિષદનાં અધ્યક્ષ શ્રી. ચંદાવરકર મારા પર ખૂબ જ ચીડાયેલા લાગ્યા. પરિષદ પછી બીજે દિવસે હું પૂના આવી ને ફાળા માટે જમખિંડી ઊપડી ગઈ. ત્યારપછી કેટલીક પ્રતિષ્ઠિત સ્ત્રીઓનું પ્રતિનિધિ મંડળ મને આશ્રમના કામ પરથી દૂર કરવા વિષે અણ્ણાને સંલાહ આપવા આવ્યું હતું, એમ મને માલમ પડ્યું. 'હું એ વિષે વિચાર કરીશ,' એમ કહી અણ્ણાએ મંડળને પાછું મોકલ્યું. આ બાબતમાં પછીનાં કેટલાક દિવસ સુધી કેટલાક સુધારકોનો - અણ્ણા

સાથે પત્રવહેવાર ચાલુ હતો. ખરું જોતાં, બીજા સુધારકો પ્રમાણે હું પણ કેટલીક બાબતમાં સુધારક જ હતી અને છું. દેવરુખ છોડી આશ્રમની આજન્મ સેવિકા થઈ એ કેટલો મોટો સુધારો મેં મારા જીવનમાં કર્યો છે. સુધારકો વિષે લોકોમાં ગેરસમજ ફેલાય એવું કાંઈ પણ કારણ સુધારકોએ આપવું ન જોઈએ, એટલો જ મારો તેમની પર ટીકા કરવામાં આશય હતો, અને હજુ પણ મારો એ જ મત છે. સોશિયલ કૉન્ફરન્સમાં કરેલા ભાષણનું પરિણામ મારા ફાળો ઉઘરાવવાના કામ પર માત્ર સારું આવ્યું એમ મને અનુભવ થયો, અને સામાજિક પરિષદમાં ભાષણ કરનારી બાઈ એ નવે નામે લોકો મને ઓળખવા લાગ્યા.

*

# પ્રકરણ નવમું

## પ્રવાસમાંની અડચણો

જિલ્લા તથા તાલુકાનાં મથકોમા હું ફરતી. એ દરમિયાન કંઈક ભણેલી સ્ત્રીઓ વિષે લોકમત કેવો હતો એનો મને અનુભવ થયો. પ્રતિષ્ઠિત લોકોને પણ એકાદ શિક્ષિકા અથવા નર્સ થયેલી સ્ત્રીને પોતાને ઘેર ઉતારો આપી થોડા દિવસ ઘેર રાખવામાં મોટું જોખમ લાગતું. ફાળો ઉઘરાવવાનું કામ કરતાં ધારવાડ પાસેના એક મોટા શહેરના મુનસફને ઘેર ઊતરવાનો મને એક વાર પ્રસંગ આવ્યો. શિક્ષિકા અને નર્સની બાબતમાં મુનસફ અને એમની પત્નીની ઉપર મુજબ કલ્પના છે, એવું મારા જાણવામાં આવ્યું. શિક્ષિકાઓને સારાં સારાં કપડાં પહેરવા જોઈએ છે, એમને હલકાં કામ કરવાનો કંટાળો હોય છે, ફેશનની હોંશ હોય છે, અને ઘરમાં સ્ત્રીઓ સાથે ભળીને તેમને તેઓ આવાં ટોપજીાં શીખવે છે' એવો તેમનો શિક્ષિકાઓ વિષે મત હતો, એમ મને માલમ પડ્યું. હું જે દિવસે તેમને ઘેર પહોંચી તે વખતે

રાતનો સમય હોવાથી એમણે મને તુરત તો પોતાને ઘેર રાખી, પણ બીજે દિવસે સવારે બાજુમાં એક ઘર ખાલી કરાવી તેમાં મારો ઉતારો કરાવ્યો અને હું એકાદ રાણી હોઉં તેમ મારી બરદાસ્ત લેવાની શરૂઆત કરી, અને મારી ઉપર કંઈ કામ પડે નહિ એમ વર્તવા માંડયું. આનો મને કંટાળો આવ્યો. મેં મુનસફ-પત્નીને મારી સાથે બહેનના જેવું વર્તન રાખવા કહ્યું, અને ઘરમાં હલકાં કામો કરી બતાવી બધી જાતનાં કામો કરવાની મારી તૈયારી બતાવી. એ જોઈને મુનસફ બોલ્યા: "તમે અમારી પરીક્ષામાં પાસ થયાં, અને તમે અને બીજી શાળાની શિક્ષિકાઓમાં ખરેખર ફરક છે એવું દેખાય છે." તેમની પરીક્ષામાં પાસ થયા પછી ઘરના માણસ પ્રમાણે ઘણીયે વાર હું તેમને ઘેર જઈને રહી છું, અને તેમણે મને ફંડ ઉઘરાવવાના કામમાં અનેક જાતની મદદ કરી છે.

દરેક ગામમાં સભા ભરવામાં મોટી અડચણ પડતી. વેષ ઉતારેલી બાઈનું ભાષણ સાંભળવું એમાં લોકો હીણપત માનતા. એક ગામથી બીજે ગામ જવું હોય તો કોઈના ઉપર ભલામણની ચિઠ્ઠી લઈ જવાનો મારો ધારો હતો; પણ એક વાર મને આવા કોઈ ભલામણપત્ર વિના જ એક ગામમાં ફંડ માટે જવાનું થયું. ત્યાં મારી ઓળખાણનું યે કોઈ માણસ નહોતું. ગામમાં ઘેર ઘેર જઈ ઓળખાણ કરવી મારા જેવી બાઈને કઠણ લાગ્યું. કોઈ વગર ઓળખીતા પારકા માણસ પાસે જઈ તેનો પરિચય કરી તેની મારફત ઓળખાણો મેળવવાનો પ્રયત્ન કરવો એ પણ મને યોગ્ય ન લાગ્યું. સારાં શ્રીમંત ઘરો કયાં એ પણ હું કેમ જાણું? ઉલટ પુષ્કળ વિચાર કરીને મેં સારાં ઘરો શોધવાની એક યુક્તિ રચી. ગામના પોસ્ટમાસ્તર એક મુસલમાન સદ્‌ગૃહસ્થ હતા. તેમની પાસે જઈ ગામના પ્રતિષ્ઠિત લોકોનાં નામઠામ મેં મેળવ્યાં, અને એમના ટપાલી કાગળ વહેંચવા જાય ત્યારે તેઓ મને તેમનાં ઘર બતાવે એવી મેં એમને વિનંતિ કરી. તેમણે બહુ ખુશીથી એવી મદદ આપી. એવી રીતે ફરતાં ફરતાં આશ્રમ તરફ સહાનુભૂતિ

ધરાવનાર એક ગૃહસ્થ મને મળ્યા. તેમણે સભા ગોઠવવાનું કબૂલ કર્યું. છેવટે ત્યાં સભા ભરાઈ અને મને ત્યાં ઠીક ફાળો મળ્યો.

તીર્થોમાં વિધવાઓની શી સ્થિતિ હોય છે, એ મેં પ્રવાસ દરમિયાન જુદે જુદે ઠેકાણે જઈ પ્રત્યક્ષ જોયું. ગોકર્ણ મહાબળેશ્વર અને ઉડુપી એ તીર્થોમાં હું આ કારણસર ખાસ ગઈ હતી. ત્યાં ફંડનું કામ કરી બાકી રહેલો વખત વિધવાઓની સ્થિતિનું અવલોકન કરવામાં ગાળ્યો. પૂના, મુંબઈ વગેરેના લોકોને એવું લાગે છે કે છોકરીઓની શાળાઓ નીકળવાથી હવે વિધવાની સ્થિતિ સુધરી છે, પણ ખરું જોતાં તેમ નથી. આ શાળાઓ માત્ર શહેરોમાં જ દેખાય છે. બીજે બધે ઠેકાણે અજ્ઞાન જ ભરેલું છે. ઉડુપીમાં મધ્વસ્વામીના મઠમાં વિધવાઓ પોતાનો વખત સવારથી સાંજ સુધી ગાળે છે. આ ગામમાં વિધવાનો વેષ ઉતારવાની ક્રિયા તદ્દન નાનપણમાં કરે છે. વિધવાને રાત્રે જમવાની પરવાનગી હોતી નથી. દિલ ઉપર પૂરું ઢંકાય એટલું વસ્ત્ર પણ હોતું નથી. ત્યાંની વિધવા પોતાનું હજામત કરાવેલું માથું સંન્યાસી પ્રમાણે ઉઘાડું રાખીને ફરે છે. આ વિધવાઓએ ધાર્મિક સંપ્રદાયમાં જઈ પોતાનું આયુષ્ય ગાળવું અને પોતાની ઉન્નતિ કરી લેવી, એવી ત્યાંના લોકોની અપેક્ષા હોય છે. પણ ખરેખર એમની ઉન્નતિ કેટલી થાય છે એ પ્રશ્ન જ છે. ત્યાંના શ્રીકૃષ્ણના મંદિરમાં રાત્રિની આરતી વખતે વિધવાઓએ ભેગાં થવું એવી રીત છે. આરતી થયા પછી ત્યાં ખડીસાકરનો પ્રસાદ અને ધાણી વગેરે ખોબો ખોબો ફરાળ માટે આપવામાં આવે છે. આ પ્રસાદ લઇ તીર્થમાંની ધર્મશાળામાં જ તે ખાતી બેસે છે અને ત્યાં જ ઘણુંખરું સૂએ છે. રાત્રિને વખતે સંન્યાસીઓ પણ મંદિરમાં રહેતા હોય છે.

વિધવાઓ માટે મંદિરમાં સૂવાની જુદી વ્યવસ્થા હોવી જોઇએ; ત્યાં તેમ નથી. મલબાર વગેરે ઠેકાણે તો દેવળોમાં અન્નક્ષેત્ર ચાલતાં હોય છે. તે ઠેકાણે વિધવા સ્ત્રીઓ અને પુરુષો દૂર દૂરથી આવતાં હોય છે. એ લોકો અન્નક્ષેત્રમાં ફોકટનું ખાઈ બાકીનો વખત નિરુદ્યોગી

રહે છે "નવરું મન એ પિશાચનું કારખાનું છે" [Empty mind is the devil's workshop] એ અંગ્રેજી કહેવત પ્રમાણે તેમના મનની સ્થિતિ થાય છે તીર્થોમાં 'દેવધર્મ' કરવા ફરતી વિધવા સ્ત્રીઓની સ્થિતિ બહુ કરુણાપાત્ર હોય છે "ન સંસાર, ન પરમાર્થ" એવી તેમની સ્થિતિ હોય છે આફ્રિકામાં હિંદી લોકોની ગુલામગીરી નાબૂદ કરવા માટે જેમ મહાત્મા ગાંધી, એન્ડ્રૂઝ અને નામદાર શાસ્ત્રી જેવા મોટા મોટા માણસો પરિશ્રમ કરે છે, તે જ પ્રમાણે હિંદુસ્તાનનાં તીર્થક્ષેત્રોમાં પરમાર્થસાધનાના નામ નીચે ચાલતી વિધવાઓની ગુલામગીરી નાબૂદ કરવા માટે સુધારકોની ચળવળ હવે શરૂ કરવી જોઈએ કેવળ સામાજિક પરિષદ અને ઠરાવોથી આ કામ ન પૂરું કરતાં જુદાં જુદાં ક્ષેત્રોમાં વિધવાશ્રમ જેવી સંસ્થા સ્થાપવાની જરૂર ખૂબ જોવામાં આવે છે

*

## પ્રકરણ દશમું

### મારો વેષબદલો

અનાથ બાલિકાશ્રમમાં આજન્મ સેવિકા થઈ ત્યારથી મારું ઘણુંખરું આયુષ્ય વિધવાઓમાં માટે સંસ્થાનું ફંડ ઉઘરાવવામાં ગયું છું એક જગાએ રહી શાળામાં શિક્ષિકાનું કામ નથી કરી શકતી. ફંડ ઉઘરાવવાનું કામ મને સોંપ્યું તેથી મને જુદી જુદી જગ્યાએ જઈ, વિધવાની શી સ્થિતિ છે, તેમની અડચણો કેવી છે, એનો મને પ્રત્યક્ષ અનુભવ મળી શક્યો હું પણ વિધવા જ હોવાને લીધે, મને એ અનુભવનો બોધ પણ પૂર્ણપણે સમજાતો ગયો, અને વિધવાની સ્થિતિ સમાજ પાસે રજૂ કરી, તેમની ઉન્નતિ 'ઘડી આણવી' (કરાવવી) એમ મને લાગવા માંડ્યું

વિધવાની અનેક વિટંબણાઓમાંની એક વિટંબણા તેમને આપવામાં આવતી ફરજિયાત સંન્યાસદીક્ષા છે મને પણ એવી દીક્ષા આપવામાં

આવેલી હોવાથી, તેનો મને પ્રત્યક્ષ અનુભવ હતો. મને જુદે જુદે ઠેકાણે આવી સ્થિતિમાં જ પ્રવાસ કરવા પડયા છે. તેથી આ સ્થિતિની સર્વ અગવડો મેં અનુભવેલી છે. તેથી આ ચાલની દુષ્ટતા વિષે મને પૂર્ણપણે ખાતરી થયેલી છે. જ્યારથી મને આ વાત સમજાઈ અને હું આજન્મ સેવિકા થઈ, ત્યારથી મને લાગ્યા કર્યું છે કે આ ચાલ તદ્દન બંધ પડવી જોઇએ અને વિધવાઓનું કેશવપન પુરુષોએ અટકાવવું જોઈએ. આ મુજબ અનેક નવી થયેલી બાળવિધવાઓનાં સુધારક માબાપ પોતાની દીકરીનું કેશવપન કરતાં અટકેલાં માગ જોવામાં આવ્યાં હતાં. સુધારકોની ચળવળનુ આ એક સારું પરિણામ છે, એ કબૂલ કરવુ જોઈએ.

મને એમ નિશ્ચયપૂર્વક લાગ્યુ છે કે, વિધવાઓની અજ્ઞાન અવસ્થામા અને તેમની ઈચ્છા વિરુદ્ધ કેશવપનની દીક્ષા જે હજારો વિધવાને આજ હિંદુ સમાજમાં અપાઈ ગઈ છે અને અપાય છે; તેઓ જ્યારે સમજણી થાય અને યોગ્યાયોગ્યનો વિચાર કરી શકે, ત્યારે તેમણે દર પંદર દિવસે પોતાનુ માથુ હજામને ન સોંપતાં સત્યાગ્રહ કરી પોતાના વાળ વધારવા જોઇએ, અને પોતાની પૂર્વની અનુપ્યાવસ્થા પ્રાપ્ત કરી લેવી જોઇએ.

હુ આ પ્રશ્ન ઉપર સંસ્થામાં જોડાઈ ત્યારથી સતત વિચાર કરતી હતી, અને મારો એવો મત થયો હતોકે, આ બાબતમાં હવે પછી વિધવાઓએ આવો જુલમ સહન કરવો ઘટતો નથી; પણ આ ચાલનો સવિનય ભંગ કરી પોતાનું માથુ હજામના હાથમાં સોંપવા માટે નથી પણ એની પર પોતાની જ માલિકી છે એમ બતાવી દેવુ જોઇએ. શરૂઆતમાં નિંદા થશે ખરી, પણ એ માર્ગે લેનાર ભવિષ્યમાં અનેક મુંડન કરેલી વિધવાઓની હાડમારી અટકાવશે અને તેઓ અનુકરણ કરીને પોતાને યોગ્ય લાગે તે રીતે આ બાબતમા વર્તી શકશે. સને ૧૯૧૨ સુધી હું મુંડન કરેલી સ્થિતિમાં જ આશ્રમનાં કામો કરતી રહી, અને પછી મેં મારા પોતાના જ મનથી વેષ બદલ્યો.

આશ્રમનું કામ હું ત્યારથી તે આજ સુધી એકસરખું કર્યા કરું છું. આ મારા વેશાંતરની બાબતમાં તે વખતે બહુ ટીકા થઈ.

હજુ વાળ ઉતરાવવાનો રિવાજ પૂના, મુંબઈ જેવાં મોટાં શહેરો બાદ કરતા સર્વત્ર ચાલુ છે. આ બાબતમાં વિધવાને પોતાને શું લાગે છે, તેમને એમાં શું અગવડો છે, એ હું નાનામોટા વાચકો આગળ મૂકવા ઇચ્છું છું. તેમણે મારા શબ્દોનો મોકળે મને વિચાર કરવો અને આ ચાલ હિંદુ સમાજમાંથી નાબૂદ કરવા પ્રયત્ન કરવો.

મારા પ્રવાસોમાં જે અનેક વિધવાઓ સાથે અને તેમનાં સગાં-વહાલાં સાથે મને આ વિષયમાં બોલવાનો પ્રસંગ આવ્યો, તેમાં તેમણે કેશવપનની રૂઢિથી ઉત્પન્ન થતી મુશ્કેલીઓનું જે વર્ણન કર્યું તે મને મારા પોતાના અનુભવ સાથે પૂરેપૂરું મળતું લાગ્યું.

વિધવાનું કેશવપન એ સંન્યાસીના મુંડન પ્રમાણે સંન્યાસધર્મની દીક્ષા તરીકે પહેલાં થતું હશે; પણ મુંડન કરેલો સંન્યાસી પોતાના આશ્રમધર્મ પ્રમાણે ન રહેતાં સંસારમાં પડે તો તેણે અધર્માચરણનો દોષ કર્યો કહેવાશે. સંસારમાં પડી અને બીજા બધા સંન્યાસધર્મો છોડી કેવળ પંદર દિવસે મુંડન કરાવવું એટલો વિધિ જાળવવા પૂરતો જ કોઈ સંન્યાસી પોતાની સંન્યાસદીક્ષા સાચવે તો તેવા સંન્યાસીની સમાજ ઉપર કંઈજ છાપ પડશે નહિ. કેવળ મુંડનથી તેની કશી ઉન્નતિ થશે નહિ. મુંડન કરાવનારી વિધવાની સ્થિતિ, ઉપરના સંન્યાસીના જેવી જ દયાપાત્ર થયેલી છે. વિધવાઓનો આ સંન્યાસાશ્રમ કેવળ બાહ્યાચાર છે, સાચા સંન્યાસાશ્રમમાં રહેવાની યોગ્યતા હજારમાંથી ભાગ્યે જ ત્રણ કે ચાર વિધવાઓમાં દેખાશે. આવી સ્થિતિ હોવાથી આ આશ્રમધર્મ અસહાય, અશિક્ષિત અને તદ્દન પરાધીન વિધવાઓ ઉપર લાદવામાં આવતો હતો અને હજુયે આવે છે. મારો મત મુંડનની તદ્દન વિરુદ્ધ છે, એમ કંઈ નથી. જે વિધવાને સર્વ આસક્તિ છોડીને સ્વામી રામદાસ પ્રમાણે સમાજ અને દેશની સેવા કરવી હોય, તેમણે યોગ્ય લાગે તો મુંડનક્રિયા સ્વીકારી બૌદ્ધ ભિક્ષુણીઓની માફક મઠમાં રહી ત્યાંના યમ-નિયમોનું પાલન કરી સમાજસેવા કરવી. આજની મુંડન કરેલી વિધવાની સ્થિતિ તદ્દન જુદા પ્રકારની છે. આધુનિક

મુંડેલી કે ન મુંડેલી વિધવા પોતાનાં સગાંવહાલાંની સાથે જ રહે છે અને તરુણ સંસારીઓના સર્વે વિલાસી ચાળાઓ દેખતી હોય છે. આથી તરુણ વિધવાના મનની સ્થિતિ કેવી થતી હશે, તે તરુણ વૈધવ્યનો યોગ અનુભવ્યા વિના સમજાય એવું નથી. આજ ત્રીસ વર્ષ પછી વિધવાઓની સ્થિતિ પલટાઈ ગઈ છે, એમ પૂના મુંબઈના લોકો કહે છે; પણ ગામડાંઓમાં તો હજુ હજારો વાળ ઊતરાવેલી વિધવાઓ નજરે આવે છે. તેમાંની અનેક નાની ઉંમરની હોય છે. આ સ્થિતિનો ઉકેલ વર્ષમાં એક વાર એકાદ પ્રસિદ્ધ શહેરમાં સોશિયલ કૉન્ફરન્સ ભરવાથી આવશે, એમ મને લાગતું નથી.

જે પ્રમાણે સંન્યાસી થવા ઇચ્છનાર માણસ સ્વયંસ્ફૂર્તિથી પોતાનું શિરોમુંડન કરાવી બધા લોકોના દેખતાં સંન્યાસદીક્ષા લઈ તે આશ્રમમાં પ્રવેશ કરે છે, તે પ્રમાણે ભલે કોઈ વિધવાને યોગ્ય લાગે તો તે સ્વેચ્છાથી જાહેર રીતે કોઈક ધાર્મિક વિધિ કરી સંન્યાસદીક્ષા સ્વીકારે; હાલમાં તો તે વિધિ તદ્દન ખાનગી રીતે આરોપી લેવામાં આવે છે. મુંડનસ્થિતિમાં મેં વીસ વર્ષ ગાળ્યાં. મુંડનનો રિવાજ મારી પોતાની બાબતમા કેવી રીતે તોડવો, તેનો મેં મારા મનમાં વિચાર કરી લીધો. આ બાબતમાં મને કોઈની સલાહ મળી નહોતી. પ્રો. કર્વેએ આ વાત પૂર્ણપણે મારી ઉપર જ છોડી હતી. તેમણે એ બાબતમા મને એકે બાજુનો આગ્રહ કર્યો નહોતો કે ઉત્તેજન આપ્યુ નહોતું. એ બાબતમાં સૌએ પોતાની મેળે જ નિર્ણય કરી લેવો જોઈએ એમ તેમણે મને કહ્યુ.

આશ્રમના કામ દરમિયાન વાળ ઊતરાવવાનો રિવાજ અટકાવવા માટે મેં સેંકડો પ્રયત્ન કર્યા. કેટલેક ઠેકાણે વપન થવાનું જ હોય તો ત્યાં હજામને હાથે વપન ન કરાવતાં ઘરમાં ને ઘરમાં મોટા ભાઈ કે છોકરાની પાસે કરાવવું, એવો ઉપદેશ મેં અનેક ઠેકાણે આપ્યો. કેશવપન એ એક ધાર્મિક વિધિ છે, એમ સમજનારી વિધવાને એનો મોટો ભાઈ કે દીકરો એને એ ધાર્મિક કૃત્ય કરવામાં મદદ ન કરે તો, વિધવાએ આ બાબતમાં સ્વાવલંબી થવું, પણ હજામનો

આધાર ન લેવો જોઈએ. આ ઉદ્દેશથી મેં કેટલીક વિધવાઓને વાળ કાપવાનો સૂચો પણ મનાવી આપ્યો. પણ કેટલીક વિધવાઓમાં એવો ખ્યાલ જોવામાં આવ્યો કે પોતાને હાથે અથવા બીજા પાસે વાળ ઉતરાવવા એ અધર્મ છે અને હજામ પાસે ઉતરાવવા એ જ સશાસ્ત્ર વિધિ છે।

વપન કરાવેથી વિધવા સાથે મારે અનેક વાર ખાનગીમાં વાતો થઈ છે, અને હજુ પણ થાય છે તેમાં તેઓ એમ કહે છે કે "કોણ જાણે ક્યા મૂઆએ આ ચાલ કાઢી છે। રામાયણ, મહાભારતમાં તે ક્યાંય જણાતી નથી. વેદકાળમાં તે હતી કે નહિ તે આપણે જાણતા નથી મનુસ્મૃતિમાં છે એમ પુરુષો અમને કહે છે; પણ મનુસ્મૃતિમાં કહેલી બાબતોમાંથી કેટલી વાતો આજના કાળમાં બધાને પાળવી શક્ય છે તેનો કોઈ વિચાર કરતું નથી "

તરુણ વિધવાનું વપન ૧૫ દિવસે કરવા હજામ બહુ ખુશીથી આવે છે, પણ ૫૦–૬૦ વર્ષની ઉંમરે પહોંચેલી વિધવાની હજામત કરવા મુંબઈ જેવા શહેરમાં પણ હજામ મેળવવો કઠણ પડે છે. એવી એકાદ વિધવાનું જો પહો ફાટતાં જ નિમંત્રણ જાય તો હજામ કહે છે "ભવાનીના મુહૂર્તમાં (સવારના પહોરમાં) હું આવું કામ કરતો નથી બપોરે બાર વાગ્યા પછી જોઈએ તો આવીશ." એવી વિધવાઓને ગામડાંઓમાં હજામ મેળવવામાં બહુ અડચણ પડે છે અને કેટલેક ઠેકાણે તો બહુ દૂરથી હજામ બોલાવવો પડે છે આવી અનેક અડચણોને લીધે પ્રૌઢ વિધવાઓના વાળ બબ્બે ચાર ચાર આંગળ વધી આંખ ઉપર આવે છે, અને પછી દીકરાના દીકરાઓ તેને પૂછે છે 'ફઈ, તારા વાળ આટલા નાના કેમ?' 'તું અંબોડો ક્યારે લેશે?' 'તું માથા પર છેડો કેમ લે છે?'"* વિધવાનું વપન ચાલુ રાખવું હોય તો આવી સ્થિતિમાં એમનાં સગાંવહાલાંઓએ પોતાની વિધવા બહેનના ધર્મરક્ષણ માટે જરા જાતે ઘસાઈ હજામત કરતાં

* આ હકીકત દક્ષિણી વિધવાઓને લાગુ પડે છે. ગુજરાતમાં તો સધવા અને વિધવા બન્ને સ્ત્રીઓ માથે છેડો રાખે છે, દક્ષિણીઓમાં માત્ર વિધવાઓ જ એમ કરે છે

શીખી લેવું જોઈએ. હાલમાં હજામોની પણ પરિષદો ભરાય છે અને તેમાં વિધવાના વાળ ન ઉતારવા એવા ઠરાવ થવા માંડ્યા છે. ત્યારે આ કામો કેશવપનના રિવાજનું સમર્થન કરનારા હવે શીખી લે તો તેમનું તેમ કરવું લાભદાયી થશે. પુરુષોને પોતાની દાઢી કરતાં હવે શરમ લાગતી નથી; તો પછી પોતાની વિધવા બહેનોના કેશવપનનો પ્રસંગ આવે ત્યારે તેઓએ હજામને બોલાવવાની કડાકૂટમાં શા માટે પડવું જોઈએ, એ મને સમજાતું નથી. પણ એ સગાં-વહાલાંઓને જુદાં જુદાં દેશકાર્યો એટલાં કરવાનાં હોય છે કે તેમને પોતાનાં કામ આગળ ડોશી પાસે આવી બે સુખદુઃખની વાતો તેમની સાથે કરવાની ફૂરસદ નથી હોતી, તો પછી તેમની હજામત કરવાનો તો વખત ક્યાંથી જ મળે!

આવી સ્ત્રીઓનું મુંડન ઘડપણમાં યે બંધ કરવું જોઈએ અને મન મુંડાયા વિનાનું તેમનું કેવળ શરીરમુંડન વિનાકારણ ચાલુ રાખવું ન જોઈએ. આટલો સુધારો સમાજસુધારકોએ પણ કરાવવો ઘટે છે. અને જો તેમને વિધવાઓનાં દુઃખ દૂર કરવા પૂરતો વખત કે નીતિધૈર્ય+ ન હોય તો વિધવાઓએ સ્વાવલંબનના સિદ્ધાંત પર એ વપન કોઈ પણ ઉંમરે અને કોઈ પણ વખતે બંધ કરવો જોઈએ.

આ બાબતમાં જાતે દાખલો બેસાડ્યા વિના આ રિવાજને બંધ કરાવી શકાશે નહિ, એ વિચારથી લોકોનાં કુચેષ્ટા, તર્કવિતર્ક અને નિંદા ઉપર ધ્યાન ન આપતાં મેં ઈ. સ. ૧૯૧૨ માં જ એ માર્ગ લીધો. કેટલાક લોકોએ એવી ટીકા કરી કે "ચાલીસ વર્ષ સુધી વપનસ્થિતિમાં રહી સમાજ આગળ આશ્રમનું કામ કરી બતાવ્યા પછી પાર્વતીબાઈએ વાળ રાખવા માંડ્યા, તો એમના માર્ગમાં વાળ ક્યાં આડે આવતા હતા? આથી, હવે જો એમણે વાળ રાખવા માંડ્યા છે તો તેમાં એમનો ઉદ્દેશ કંઈક જુદો જ હોય એમ લાગે છે."

તે વખતે અનેક વિદ્વાનોના યે મગજમાં મારે વિષે આવા જ વિચાર આવ્યા હતા. તેમાંથી કેટલાક પ્રો. કર્વે આગળ પૂછપરછ

+ આવું કરવાની હિંમત.

કરવા આવેલા એવું યે મારા સાંભળવામાં આવ્યું. તે પૂછતા કે, "આ તમારાં પાર્વતીબાઇ કંઈ જુદા હેતુથી વાળ વધારે છે કે શું ?" કર્વે, જવાબ દેતા કે "મને કાંઈ એવું લાગતું નથી. એવું હશે તો સમાજ આગળ દેખાઈ આવશે."

હવે લોકો કદાચ પૂછશે, કે જો મારે વપનના રિવાજનો નિષેધ જ કરવો હતો તો આશ્રમમાં કામ કરવા માંડ્યું તે પહેલા જ આવો સક્રિય નિષેધ કેમ કર્યો નહિ ? આનાં બે કારણો છે. પહેલું કારણ એ, કે જો આશ્રમમાં જોડાતાં જ મેં વાળ વધારવા માંડ્યા હોત તો મારે વિષે લોકોના મનમાં ગેરસમજ ઉત્પન્ન થાત, અને હું વિધવાઓ માટે જેટલું કામ કરી શકી તેટલું કરી શકત નહિ વિધવાની સેવા કરી શકાય એ વિચારથી યે મારે મારા વિચાર કેટલાક વર્ષ ઊંચા મૂકવા પડયા

બીજું કારણ એ, કે હું આશ્રમમાં જોડાઈ ત્યારે મારો દીકરો બહુ નાનો હતો. એ જો કે નિશાળે જતો હતો, તોપણ તેનામાં વિચાર કરવાની શક્તિ આવેલી નહોતી. એવી શક્તિ આવ્યા પહેલાં તેના કુમળા મન પર મારા વેષબદલાને લીધે તેમ જ લોકનિંદાને લીધે કંઈ ખરાબ અસર ન થાય તથા તેને પોતાને યે મારી માએ કંઇ અધર્મ કર્યો છે એવુ ન લાગે એટલા માટે તે ઉંમરમા આવી પોતાની મેળે વિચાર કરવા શક્તિમાન થાય ત્યા સુધી મેં વાટ જોઈ અને પછી મારે જે કરવુ હતું તે કરી બતાવ્યુ

કોંકણમા રહેતી હતી ત્યારે મને વૈધવ્ય દશા આવી હતી. ત્યાંના રીતરિવાજ પ્રમાણે મારી ઉપર સંસ્કારો કરવામાં આવ્યા હતા. એ બાબતની જવાબદારી મારા પર નથી એ કહેવાની જરૂર નથી.

હવે કેશવપનની બાબતમાં લોકમત ફેરવાયો છે, પણ તેનો પ્રવાહ ગામડાંઓ તરફ બહુ જ મંદ ગતિએ, જાય છે. વિધવાઓની ઉપર ધર્મને નામે કેશવપનનો જે અન્યાય થાય છે તે બાબતમાં વિધવાઓએ પોતે જ આગળ પડી ચળવળ કર્યા સિવાય તેનું તથા તેવા જ બીજા અન્યાયોનું નિરાકરણ હિંદુ સમાજ કરશે એવો સંભવ બહુ ઓછો છે.

# પ્રકરણ અગિયારમું

## નાનાનું લગ્ન

બાળકોનું શિક્ષણ અને તેમના લગ્નની બાબતમાં માબાપે વિચાર-પૂર્વક પોતાનું કર્તવ્ય કરવું જોઈએ, એમ મારો મત છે. શિક્ષણ સેવામાં મારો ઘણોખરો વખત જતો હોવાથી, મારા દીકરા નાનાના શિક્ષણની સર્વ જવાબદારી મારી બહેન બાયા અને અણ્ણાની ઉપર પડી હતી. આવી જોકે સ્થિતિ હતી, તોપણ નાનાના શિક્ષણ ઉપર મારી દેખરેખ રહેતી અને હું તેના સ્વભાવને ઘડવાનો વારંવાર પ્રયત્ન કરતી. અણ્ણાના સહવાસથી જેમ મારા મનમાં વિધવાની સેવામાં મારું આખું જીવન ગાળવું એવી ઇચ્છા થઇ, તે જ પ્રમાણે મારા છોકરાના મનમાં પણ આ કાર્ય માટે બીજ રોપાય એ હેતુથી મેં તેને નાનપણથી અણ્ણાના સહવાસમાં રાખ્યો હતો. આશ્રમનુ કામ કરવા માટે મને બિલકુલ પગાર મળતો નહોતો. માત્ર ખાઇપી દર મહિને અઢી રૂપિયા ખીસાખર્ચ માટે મળતા. આ સિવાય છોકરાના શિક્ષણને માટે આશ્રમમાંથી દર મહિને આઠ રૂપિયા મદદ કેટલાંક વરસ સુધી મળતી હતી નાનાના શિક્ષણને મારાથી આટલી જ મદદ થઇ. શિક્ષણની બાકીની સર્વ જવાબદારી અણ્ણા, મારી નાની બહેન, ચિ. સૌ. કાશીબાઈ અને તેના પતિ શ્રી. ભિડે, જે હેડમાસ્તરના હોદ્દા પર હતા, એમની જ મદદથી પાર પડી અને મારા છોકરાનું શાળા-કૉલેજનુ સર્વ શિક્ષણ પૂરૂ થયું, અને તેણે બી.એ. ની પરીક્ષા પાસ કરી. તેણે એમ. એ. ની પરીક્ષા ફર્ગ્યુસન કૉલેજમાં ડેમોન્સ્ટ્રેટર (વિજ્ઞાનના પ્રયોગકાર) નુ કામ કરીને આપી. નાનાએ બાવીસેક વર્ષની ઉંમરે પ્રો. કર્વેની સૂચનાથી પોતાનુ આખુ જીવન વિધવાના શિક્ષણ માટે અર્પણ કરવાનું ઠરાવ્યું. તે વખતે નાનાનું કૉલેજનું શિક્ષણ પૂરૂં થયું નહોતું. હું ફંડ ઊઘરાવી હિંગણ પાછી આવી ત્યારે આ બધી વાતની મને ખબર પડી, અને મારા છોકરાએ મારી

ગેરહાજરીમાં પોતાના જ વિચારથી, મારા કહ્યા વગર, જેવું જીવનનું ધ્યેય મને ગમતું હતું તેવું જ ઠરાવ્યું. તે જોઇ મને ખૂબ આનંદ થયો.

તે પછી નાનાને પરણાવવાનો વિચાર મારા મનમાં આવ્યો. ઘણાં માબાપ આ બાબતમાં પોતાનાં છોકરાં માટે કાળજી રાખતાં નથી એમ મેં જોયું છે. કોઈ અપરિચિત છોકરી સાથે નાનાના વિવાહ કરવાની હું વિરુદ્ધ હતી. છોકરી ઓછામાં ઓછી મૅટ્રિક તો થયેલી હોવી જોઇએ જ, એ ઘરકામમાં કુશળ હોવી જોઈએ; વસ્તારોના ઘરમાં રહી કામ કરવાની ટેવ તેને હોવી જોઈએ; એનાં માબાપે એને સારી રીતભાત શીખવેલી હોવી જોઈએ—આવી છોકરી હું મારા નાનાને માટે લાવવા ઇચ્છતી હતી. પણ આવી છોકરી ક્યાંથી મળે અને મળે તો યે તેનું શિક્ષણ કેમ થયું હોય એનો હું વિચાર કરતી હતી, ત્યાં મને અમારી જોડે ગોવામાં રહેનાર મારા પતિના પરમ મિત્ર શ્રી. બાળાજી ભાસ્કર જોશી અને તેમનાં પત્ની સૌ રમાબાઈનું સ્મરણ થયું. અમે ગોવામાં હતાં ત્યારે એક વખત મશ્કરીમાં શ્રી. જોશી અને તેમનાં પત્નીએ અમને કહેલું, કે એમને જો દીકરી થાય તો નાના માટે અમારે તે લેવી, અને મારા પતિએ પણ મશ્કરીમાં તેમને સમતિ આપી હતી.

ઇ. સ. ૧૮૮૮ માં અમે ગોવા હતાં. તે પછી હું આશ્રમમાં કામ કરવા લાગી. સન ૧૯૦૩માં શ્રી. જોશી હરણે મુકામે કસ્ટમ ખાતાંમાં નોકરી કરતા હતા. શ્રી. જોશી તેસમયે કયાં હતા તેની મેં તપાસ કરી, અને તેમને એક છોકરી છે અને તેને યોગ્ય શિક્ષણ આપી તેને વરાવવા ઇચ્છે છે એવી મને ખબર પડી. મને આ ખબર પડતાં એ છોકરીને યોગ્ય શિક્ષણ આપવું અને નાનાને પસંદ પડે તો એની જોડે પરણાવવી, એવો મે મારા મનમાં ઠરાવ કર્યો, અને એ મુજબ શ્રી. જોશીને એક કાગળ લખ્યો; એમને આ વિચાર બહુ પસંદ પડ્યો, અને અતિશય આનંદપૂર્વક તેમણે પોતાની છોકરીને હિંગણે શિક્ષણ લેવા મોકલી. છોકરી હિંગણેમાં ભણતી હતી ત્યારે મેં મારા મનની

યોજના કોઈ કરતાં કોઇને જણાવી નહોતી; કારણ, એ બાબતની ચોળાચોળ થાય એ હું ઇચ્છતી નહોતી.

શ્રી. જોશીની છોકરી કેમ વર્તે છે, એનો સ્વભાવ કેવો છે વગેરે બાબતો મેં જાતે જોઈ અને નાનાને માટે તે તદ્દન યોગ્ય છે એવો મારો નિશ્ચય થયો. આથી એ અંગ્રેજી છઠ્ઠીમાં હતી ત્યારે નાનાનો એને વિષે શો મત છે તેની મેં તપાસ કરી. છોકરી સ્વભાવે ઠંડી, ગરીબ અને દેખાવડી હતી. આ છોકરી કરતાં વધારે રૂપાળી છોકરીઓનાં માગાં નાનાને માટે આવ્યાં હતાં. તરુણ છોકરાછોકરીઓની દૃષ્ટિ ઘણીવાર જોવામાં ઉપલક હોય છે અને એમની દૃષ્ટિમાં બીજા ગુણો કરતાં રૂપની કિંમત વધારે અંકાય છે. પહેલી વાર જ્યારે નાનાને શ્રી. જોશીની છોકરી વિષે પૂછવામાં આવ્યું ત્યારે તેણે તેને નાપસંદ કરી; પણ તેનો એ અભિપ્રાય બધી તરફનો વિચાર કરીને થયેલો હોય એમ મને ન લાગ્યું, અને તેથી તે અભિપ્રાય હરપ્રયત્ને બદલાવવા મેં કોશીશ કરવા માંડી. મારા અભિપ્રાય પ્રમાણે આ છોકરી માબાપના સારા સંસ્કારોમાં ઊછરેલી હતી, અને તે માબાપે તેને સાદાઈ અને કરકસરથી રહેવાની ટેવ પાડી હતી. આ છોકરી સ્વભાવે જો કે ગરીબ હતી તોપણ અમારા જેવાના કુટુંબમાં ચાર માણસો સાથે નિભાવી લેવાની એનામાં વૃત્તિ હતી. વળી તે કામગરી પણ હતી. આ ગુણો કાલ્પનિક નહોતા, પણ તેનો મેં એનામાં પ્રત્યક્ષ અનુભવ લીધેલો હતો. બીજી છોકરીઓ વિષે મને એવો કશો અનુભવ નહોતો. આથી મેં હરપ્રયત્ને નાનાનું મન વાળ્યું, અને તેને મારી પસંદગીની કન્યા સાથે લગ્ન કરવાથી વિશેષ ગૃહસુખ મળશે એવી ખાતરી કરાવી આપી. છેવટે એ વાત નાનાને ગળે ઊતરી અને એણે લગ્ન કરવા સંમતિ આપી. અનુમતિ મળતાં જ સારો દિવસ જોઈ ઇ. સ. ૧૯૧૫માં લગ્ન થયું. આ વખતે છોકરાની ઉમર ૨૭ અને છોકરીની ઉમર ૨૧ વર્ષની હતી. આ લગ્નથી શ્રી. જોશી અને સૌ. રમાબાઇને અને મને મશ્કરીમાં કરાયેલા વિચારને પ્રત્યક્ષ સ્વરૂપ મળ્યું તે જોઈ અતિશય સંતોષ થયો, એ કહેવાની જરૂર નથી.

લગ્નની બાબતમાં છોકરાછોકરીને મોટી ઉંમરે પોતાના સાથીને પસંદ કરવાની સ્વતંત્રતા હોવી જોઇએ અને વડીલોએ પોતાની પસંદગી તેમના ઉપર લાદવી ન જોઇએ, એવો મત હાલમાં પ્રચલિત થતો જાય છે. મારો અભિપ્રાય આ બાબતમાં તદ્દન જુદો જ છે. તરુણ છોકરાછોકરીઓને અનુભવ ઓછો હોય છે. તેમની ઉંમર નાની હોવાને લીધે વિકારવશતા આ વખતે અધિક હોય છે. યોગ્યાયોગ્ય ઠરાવવાની લાયકાત અનુભવથી અને વિચારથી પ્રાપ્ત થાય છે. છોકરાછોકરીને વિવાહની બાબતમાં વડીલોએ મદદ કરવી જોઇએ અને તેમના મન ઉપર યોગ્ય શું અને અયોગ્ય શું, એ ઠસાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. છોકરાછોકરીનું મન વાળી તેમને આપણું કહેવું યોગ્ય લાગે એ રીતે તેમની આગળ હકીકત મૂકવી જોઇએ. કેવળ જબરીથી કે ધાકથી હવેનાં ભણેલાં છોકરાં વડીલોનું કહ્યું માનશે, એમ મને લાગતું નથી. આથી, એમના કહેવા ઉપર લક્ષ ન આપવું, એમ સમજવું નહિ. તે જરૂર સાંભળવું; પણ તેમનું કહેવું યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર કરી છેવટનો નિર્ણય વડીલોએ પોતે કરવો. મેં પણ આ બાબતમાં નાનાને પૂર્ણ સ્વતંત્રતા આપી હતી. તેનું મન વાળવાનો મેં જે પ્રયત્ન કર્યો તે યોગ્ય રીતે થયેલો હોવાથી તેમાં મને યશ મળ્યો એટલું જ. વિવાહની બાબતમાં બધો ભાર છોકરાના નિર્ણય ઉપર જ નાખીએ તો રૂપને જ વધારે મહત્ત્વ મળશે, અને કુળ, શીલ, રહેણી અને ગુણ વગેરેનું મહત્ત્વ તદ્દન ઓછું થઈ જશે. મારા મતે રૂપ, કુળ, શીલ, રહેણી, શિક્ષણ અને ગુણ, એ બધું વરકન્યામાં છે કે નહિ તેનો વિચાર કરવો જોઇએ. અને આ બધી બાબતોમાં મારા મતે કુળ, શીલ અને રહેણીનું અધિક મહત્ત્વ છે. માટે વિવાહના પ્રશ્નનો નિકાલ વધુ, વર અને પાલકોની વચ્ચે પરસ્પર સહકાર અને સૌજન્યથી થવો જોઇએ. જાપાનમા આજ પદ્ધતિ સ્વીકારવામાં આવી છે, અને તેનું જ આપણે અનુકરણ કરવું જોઇએ. છોકરીનાં માબાપો કેવાં છે તેની પૂછપરછ કરવાનું પ્રયોજન

એ,કે તેમના ગુણો બાળકોમાં ઊતરતા હોય છે. તેમના દાખલાથી છોકરાઓમાં સારી ટેવો આવે છે. નાનાની વહુના પિતા શ્રી. જોશીનું શિક્ષણ જો કે સાધારણ જ હતું છતાં વાચન વગેરેના વ્યાસંગથી તેમણે ઠીક જ્ઞાન મેળવ્યું હતું. બાલોપયોગી કેટલીક કવિતા પણ તેમણે કરી છે. અને તેમને નાનાં છોકરાંઓને જાતે શીખવવાની એટલી હોંશ છે કે તેમનું ટોળું ભેગું કરી કલાકના કલાક જોડે ગાળવામાં તેમને જરાયે કંટાળો આવતો નથી. છોકરીને મોટી ઉંમરે પરણાવવી જોઇએ એ મતના તેઓ હતા, અને તે મુજબ પોતાની છોકરીને શિક્ષણ આપવાનો પ્રયત્ન પણ તેમણે આદર્યો હતો. તેમની બીજી છોકરી કુ. કાવેરી મહિલા વિદ્યાપીઠની 'ગૃહીતાગમા' (સ્નાતક) થઇ છે અને હાલ સાંગલીમાં છોકરીઓની અંગ્રેજી શાળા ચલાવે છે. શ્રી. જોશીનાં પત્ની સૌ. રમાબાઇ અતિશય મહેનતુ, શાંત સ્વભાવનાં અને કરકસરથી સંસાર ચલાવનારાં છે. આવા માબાપની કેળવણી નીચે ઊછરેલી છોકરી તેમના જેવી જ હશે એમ મને લાગ્યું, અને તે અનુભવે સાચું ઠર્યું. તેથી જ મારા નાના માટે એ જ યોગ્ય વહુ છે એમ મેં મનમાં ઠરાવ્યુ.

આજે જગત આગળ પાશ્ચાત્યોની પ્રીતિલગ્નપદ્ધતિ અને હિંદુસ્તાનની વિવાહપદ્ધતિ એવી બે પદ્ધતિઓ છે. બન્ને પદ્ધતિઓમાં ગુણ તેમ જ દોષ છે. પ્રીતિલગ્નમાં વરકન્યાની પરસ્પર પસંદગી હોય છે એ ગુણ ગણીએ, તો તેમા કુળ, શીલ, ગુણ વગેરે ઉપર બિલકુલ ધ્યાન આપવામાં આવતું નથી, એ મોટો દોષ છે. આપણા દેશમાં વડીલો વિવાહ નક્કી કરી કન્યાદાન આપે છે, એ પદ્ધતિમા કુળ, શીલ, ગુણ ઉપર પૂરતુ ધ્યાન અપાતુ હોય તો યે પરણનારાંઓની સંમતિ કે નહિ તે ઉપર જરા યે ધ્યાન નથી અપાતું, એ મોટો દોષ છે. વરકન્યાને પરસ્પર પસંદગી કરવાની પૂર્ણ તક આપીને તેમના નિર્ણયને વડીલની પસંદગીનો પણ આધાર મળે તો આપણી પદ્ધતિ ઠીક નિર્દોષ થાય; અને પશ્ચિમના લોકો પણ તેમની પદ્ધતિની ન્યૂનતા

ભરી કાઢે તો તે પણ ઠીક કામ આપવાવાળી થાય, એમ મને લાગે છે. આ બધી બાબતોનો ઉલ્લેખ કરવાનું કારણ એ, કે આપણી વિવાહપદ્ધતિ આજે પાશ્ચાત્ય પ્રીતિલગ્નની નિકટ જવા લાગી છે. તેને યોગ્ય વળણ આપી જે વિવાહપદ્ધતિથી ગૃહસુખ વળી કુટુંબનું સુખ લાંબો વખત ટકી રહે તેવી પદ્ધતિ આપણે સ્વીકારવી જોઈએ. આ બાબત દાખલા સાથે વાચકો આગળ મૂકવા માટે જ મેં આ બધી હકીકત લખી છે. મારા છોકરાને ગૃહસુખ મળે, એ હેતુથી મેં એને ઈ. સ. ૧૯૧૫માં પરણાવ્યો અને આજે ૧૯૨૮માં પણ મારા છોકરાનું કુટુંબસુખ જોઈને મારો તે વખતનો નિર્ણય યોગ્ય હતો, એમ કોઈને પણ લાગ્યા વગર રહેશે નહિ.*

મારા છોકરાનાં લગ્ન થયા પછી મારે માથેથી મોટી જવાબદારી ઊતરી એમ મને લાગ્યું. અને આ પછી મારાથી મારો બાકીનો સમય આશ્રમના કામમાં જ આપી શકાયો.

---

* આખા પ્રકરણમાં પાર્વતીબાઈ પોતાની પુત્રવધૂનું નામ આપવું ભૂલી ગયાં જણાય છે. મૂળ પુસ્તકમાં એમણે કુટુંબીઓનો ફોટો આપેલો છે, તે ઉપરથી તેનું નામ સખુબાઈ છે એમ જણાય છે. પોતાના પતિનું નામ પણ એમણે કોઈ ઠેકાણે લખ્યું નથી. એ જ ફોટા ઉપરથી 'એમ' થી શરૂ થાય છે એમ માલૂમ પડે છે; એમનું પોતાનું નામ સાસરેથી પાર્વતીબાઈ રાખેલું લાગે છે, તે ઉપરથી 'મ' એટલે મહાદેવ એવું અનુમાન થાય છે. —અનુવાદક

## પ્રકરણ બારમું

### ઇંગ્રેજી શીખવા માટે ફાંફાં

જે દિવસે મારો શિક્ષિકાનો અભ્યાસ પૂરો કરી હું આશ્રમમાં દાખલ થઈ તે જ દિવસે પ્રાઈમર વેચાતી આણી મેં ઇંગ્રેજી શીખવાનો આરંભ કર્યો હતો. તે વખતે આશ્રમને મારા બધા શ્રમ અને સમયની જરૂર હોવાથી ઈંગ્રેજી શીખવા માટે હું પૂરતો સમય મેળવી શકી નહિ અને તેથી મારો એ મનોરથ મારે થોડો પાછળ ઠેલવો પડયો.

આગળ ઉપર ૧૯૦૨થી હું આશ્રમની પ્રચારિકા થઈ પ્રવાસે નીકળવા લાગી. વધવાઓ માટેની મારી "भिक्षां देहि" આશરે માસિક રૂ. ૩૦૦ ની સેગી થતી, અને તેટલી રકમમાંથી તે વખતની સોંઘવારીને લીધે આશ્રમની ૫૦ વિધવાઓનું ભોજનખર્ચ નીકળતું. આવી સ્થિતિ હોવાને લીધે મારા જેવી એક કામ કરનાર સ્ત્રીનુ ઇંગ્રેજી શિક્ષણ બંધ પડે, પણ તેને લીધે ૫૦ બાળાઓને ઈંગ્રેજી ભણવુ શક્ય થાય તો તેમાં કંઈ જ ખોટુ થતું નથી, એવા વિચારથી મેં ઇંગ્રેજી ભણવાની હોશ મેળી કરી નાખી અને આશ્રમ માટે પૈસા મેળવવાનું કામ જ ઉત્સાહપૂર્વક કરવા માંડયુ

મારે આશ્રમના કામ માટે મહારાષ્ટ્રની બહાર જવું પડતું. કોચીન, કાલીકટ તરફ એક વાર પ્રવાસ કરતાં ઇંગ્રેજી નામ મને વાંચતાં ન આવડતું હોવાથી અને ત્યાંની દેશી ભાષા જાણતી ન હોવાથી હું બે સ્ટેશન આગળ ચાલી ગઈ. કેટલીક વાર મદદ માટે મારે જુદાં જુદાં શહેરોમાં ફરવું પડતું. તે વખતે ઓળખાણ વિના કે ઓળખાણના પત્ર વિના યે એકાદ મોટો બંગલો કે વાડો જોઈ તેમાં હું પેસતી અને વિધવાઓની કરુણ કહાણી સંભળાવી પૈસા લઇ આવતી. આવે વખતે બંગલાની ઉપર લટકાવેલું ઇંગ્રેજી પાટિયું હું વાચી શકતી ન હોવાથી મારે તે બીજા પાસે વંચાવવું પડતું. આવી અનેક અડચણો મને

ઇગ્રેજીના અજ્ઞાનને લીધે વારંવાર નડતી અંરચાનુ કામ કરવુ હોય તો ઇગ્રેજી વિના ચાલવાનુ નથી, એમ મારા અનુભવમા ઉપરની અડચણોને લીધે આવતુ ગયુ અને પૂર્વની મારી ઈગ્રેજી શીખવાની ઈચ્છા પાછી જાગ્રત થઈ ,અને ૧૯૧૨મા મેં ઈગ્રેજી પ્રાઈમર પાઠ્ય ખરીદ કરી ફરી ઇગ્રેજી શીખવાની શરૂઆત કરી મારો ઇગ્રેજી શીખવાનો નિશ્ચય અણ્ણાને પણ પસંદ પડયો અને તેમણે પણ એ નિશ્ચય કાયમ રાખવા સલાહ આપી અને ઈગ્રેજી શીખવામા પોતે મદદ કરવા વચન આપ્યુ. મેં મુબઈમાં ઇગ્રેજી શીખવાની શરૂઆત પણ કરી, પણ વચ્ચે એક બે વરસ આશ્રમમાં મારી મદદની વળી પાછી જરૂર ઉત્પન્ન થવાથી મારે ઇગ્રેજીનો અભ્યાસ મુલતવી રાખી વળી પાછુ આશ્રમના કામ પર ચડવુ પડયુ

૧૯૧૪માં વાદરાથી ડૉ ખાડવાળાનો અણ્ણા ઉપર એક કાગળ આવ્યો, કે ત્યાંની કન્વેન્ટ સ્કૂલમા (ખ્રિસ્તી મઠની શાળામા) મને મૂકવાથી મારો અભ્યાસ ઝપાટાબંધ થશે જોઈતી મદદ કરવાની પણ તેમણે તેમા પોતાની તૈયારી બતાવી આ શાળામાં ઇગ્રેજી શીખવવા માટે મિશનરી સ્ત્રીઓ હોવાથી અને શાળાના છાત્રાલયમાં પણ બધાની બોલવાની ભાષા ઇગ્રેજી જ હોવાથી મારો ઇગ્રેજી અભ્યાસ ત્યા જલદી થશે, એમ અણ્ણાને લાગ્યુ અને તેમની સલાહથી મેં વાંદરાની શાળામાં જઈ રહેવાનું ઠરાવ્યુ આશ્રમમાં હવે કામ કરવા માટે પૂરતાં માણસો હોવાથી મને પણ ઈગ્રેજી શીખવા માટે આશ્રમ છોડી જતા વિશેષ ખરાબ લાગ્યુ નહિ. કન્વેન્ટ શાળામા ગયા પછી, મારી ઉંમર ૪૨ વર્ષની હોવાને લીધે મારી રહેવાની વ્યવસ્થા ઘરડી સ્ત્રીઓના ખાસ વસતિગૃહમા કરવામાં આવી, અને મને રહેવા માટે એક ઓરડી આપવામા આવી વસતિગૃહ પાસેની એક બ્રાહ્મણિયા વીશીમાથી ડબ્બો મગાવી મેં મારી ખાવાની વ્યવસ્થા જુદી કરી હતી. અને નિશાળમાં જઈ ત્યાંની છોકરીઓ સાથે ઇગ્રેજી ભણવાનું મળશે એ મેં ધાર્યુ હતુ, પણ મારી ઉમર પ્રૌઢ હોવાને લીધે શાળાની

શિક્ષિકાએ મને નાની છોકરીઓના વર્ગમાં લીધી નહિ અને દરરોજ બપોરે એક ખ્રિસ્તી થયેલી દિદી છોકરી આવી જેવુંતેવું ઇંગ્રેજી એક કલાક શીખવી જવા લાગી. પણ આ વ્યવસ્થાથી મને કશોજ લાભ થતો નહોતો અને મઠમાંનું જીવન મને લગભગ કેદખાના જેવું લાગવા માંડ્યું. આગળ ઉપર અણ્ણાના પ્રયત્નથી શાળાની મુખ્ય શિક્ષિકાએ મને નાની છોકરીઓના વર્ગમાં દાખલ કરી, પણ મારી ઉંમર બહુ જ વધારે હોવાને લીધે વર્ગમાં મને સાવ છૂટાં બેસવું પડતું, અને વર્ગની છોકરીઓ તથા શિક્ષિકા મને પ્રશ્નો પૂછવાનું તેમ જ મારી ઉપર ધ્યાન આપવાનું બને તેટલું ટાળવા લાગ્યાં. નાની છોકરીઓના વર્ગમાં જઈ માત્ર થાંભલાની જેમ બેસી રહેવાથી મને ઇંગ્રેજી કેમ આવડશે, એની મને ચિંતા થવા લાગી અને આ શાળા કરતાં મુંબઈની કોઈ બીજી સારી શાળામાં જવાની વ્યવસ્થા થાય તો સારૂં, એમ મને લાગ્યું. બહુ મહેનતથી હું શાળા બદલવાની બાબતમાં ડૉ. ખાંડવાળાની સંમતિ મેળવી શકી, અને બે મહિના અનુભવ લીધા પછી ગ્રાંટરોડ ઉપર ગોવાળિયા તળાવ પાસે આવેલી સ્કોચ મિશનની કન્યાશાળામાં મેં મારૂં નામ દાખલ કરાવ્યું. એ શાળામાં પણ મારી ઉંમર મોટી હોવાથી મારાથી નાની છોકરીઓમાં ભળી શકાતું નહિ, અને શિક્ષક પણ નાની છોકરીઓને જેમ પ્રશ્ન પૂછતા તેમ મને પૂછતા નહિ. આ કારણથી શાળામાં ભણવાથી જેટલો લાભ મળવો જોઇએ તેટલો મળી શક્યો નહિ. ૧૯૧૫ થી ૧૯૧૮ સુધી લગભગ ત્રણ વર્ષ મેં આ નિશાળમાં ગાળ્યાં અને મારૂં ઈંગ્રેજી શિક્ષણ ઇંગ્રેજી બે ત્રણ ચોપડી જેટલું જેમ તેમ થયું. છુટ્ટીમાં હું આશ્રમમાં રહેવા જતી. તે વખતે અણ્ણા મને જે શીખવતા તેથી બહુ ફાયદો થતો. મુંબઈ હતી ત્યારે ઈંગ્રેજીના અભ્યાસ સાથે આશ્રમ માટે પૈસા મેળવવાનું કામ પણ થોડું ઘણું કરતી; કારણ, ઇંગ્રેજી શીખવાથી જે કંઈ ભવિષ્યમાં ફાયદો થવાનો હોય તેની સરખામણીમાં ફંડ ઉઘરાવવાના મારા પ્રિય કામમાં મારા

ઇંગ્રેજીના અભ્યાસથી જે વિઘ્ન આવતું હતું તેથી મને ઘણું દુઃખ થતું હતું. આને લીધે મને જેટલી ફુરસદ મળતી તેનો ઉપયોગ હું કંઇ ઉધરાવવામાં કરતી.

મિશનરી શાળાના શિક્ષણને લીધે મને ઇંગ્રેજ થોડું થોડું વાંચતાં આવડ્યું, પણ ઇંગ્રેજીમાં બોલવાની બાબતમાં મારી જરા યે પ્રગતિ થઈ નહિ, અને મારી મહત્ત્વાકાંક્ષા તો ઇંગ્રેજીમાં બોલતાં આવડે તો આશ્રમનું કામ સારી રીતે કરી શકું એવી હતી, તે નિષ્ફળ જ રહી. અણ્ણાના ચિરંજીવી ડૉ. શકરરાવ કર્વેએ એમ સૂચના કરી કે એકાદ ઇંગ્રેજી કુટુંબમાં આઠેક મહિના રહેવાની સગવડ થઈ શકે તો પ્રત્યક્ષપરિચય પદ્ધતિથી મારું ઇંગ્રેજી શિક્ષણ જલદી થાય. એ દિશામાં પ્રયત્ન પણ કર્યો, પણ મને રાખે એવું કોઈ ઇંગ્રેજી કુટુંબ ન મળવાથી એ વિચાર પણ અફળ જ રહ્યો.

મને પરદેશ મોકલવામાં આવે તો ત્યાંની સ્ત્રીઓની જુદી જુદી સંસ્થાઓ જોવા ઉપરાંત મારાથી ઇંગ્રેજી પણ શીખી શકાય, એવ વિચાર અણ્ણાના મનમાં આવવા લાગ્યા. એ વિચારોને થોડા દિવસ-માં જ વધારે ચલન મળ્યું અને તેનો અંત મને અમેરિકા મોકલવી એ નિશ્ચયમાં આવ્યો. મને કયારે પણ અમેરિકા જવાનો સુયોગ પ્રાપ્ત થશે એવું મારા સ્વપ્નામાં યે કદી આવ્યું નહોતું.

*

# પ્રકરણ તેરમું

## અમેરિકા જવાની તૈયારી

મારી ૪૫ વર્ષની ઉંમરે અણ્ણાએ જ્યારે મને પરદેશ મોકલવાનો વિચાર કર્યો, તે વખતે તેમની સાથે કામ કરનારા સાથીઓ અને મિત્રમંડળને આ વિચાર બિલકુલ ગમ્યો નહિ. તેમનું એમ કહેવું થયું, કે અમેરિકા કે ઈંગ્લંડમાં કોઈને મોકલવાની જરૂર જ હોય તો કોઈ તરુણ ગ્રેજ્યુએટ બાળાની પસંદગી કરવી, પણ મારા જેવી ડોશીને મરવા માટે દૂર દેશ મોકલી પૈસાનો બગાડ ન કરવો. પણ અણ્ણાએ મારી જ પસંદગી કાયમ રાખી તેનું કારણ એ હતું, કે મારો ખર્ચ કોઈપણ સંસ્થા ઉપર નાખવાનો નહોતો, અને મારે પરદેશમાં શક્ય હોય તે રીતે સ્વાવલંબનથી જ રહેવું, એવો નિશ્ચય થયેલો હતો. વળી આશ્રમનું દશબાર વર્ષ પ્રચારકામ કરેલું હોય અને તે જ કામ આગળ પણ કરવાનો નિશ્ચય હોય એવી પોતાના જ બળ પર અંગમહેનતથી અમેરિકાનો ખર્ચ પોતે જ મેળવી લેવા બીજી કોઈ આશ્રમની વિશેષ ભણેલી આજની સેવિકા તૈયાર થઈ શકત નહિ; માટે ઉંમરની નહિ તો યે પૂર્વે કરેલા કામની લાયકાતને લીધે મારી પસંદગી કાયમ કરવામાં આવી, એમ મને લાગે છે.

પરદેશમાં શીખવા માટે જનારી હિંદી સ્ત્રીઓની સંખ્યા, પરદેશ જનારા પુરુષોની સંખ્યા સાથે સરખાવતાં બહુ જ ઓછી થશે. આપણા કરતાં પરદેશીઓની જો કોઈ બાબતમાં સરસાઈ હોય તો તે તેમની જ્ઞાનવૃદ્ધિ, શાસ્ત્રીય સુધારણા અને સંઘશક્તિમાં દેખાઈ આવે છે. પરદેશમાં જઈ ત્યાંની શિક્ષણસંસ્થાઓ અને સમાજનું તુલનાત્મક જ્ઞાન અને અનુભવ મને બહુ જલદી મળી શકશે, એ પરદેશ જવામાં મારો એક હેતુ હતો. વળી, મારી ભરતભૂમિના આ વિધવાશ્રમ માટે પરદેશમાં જો થોડુંઘણું ફાળો ઉઘરાવવાનું કામ થઈ શકે તો જોવું, એ પણ મારો પરદેશ જવાનો બીજો ઉદ્દેશ હતો; પણ આ બાબત

મેં કોઈને વાત કરી નહોતી. આ ઉપરાંત અને તો મંજાપણુપદ્ધતિ (Direct method) થી પરદેશમાં ઇંગ્રેજી શીખવાની તક મળશે એમ લાગવાથી પરદેશ જવાનો નિશ્ચય કાયમ કરવામાં આવ્યો. પરદેશ જવાની બાબતમાં મારી અને અણ્ણાની કલ્પના ઉપર મુજબ હતી, પણ તે વખતે લોકોમાં એ વિષે ઘણી ગેરસમજ થઈ; કારણ કે મારા ઉદ્દેશો વિષે પરિપૂર્ણ અજ્ઞાન હતું. આથી મને તે બાબત કંઈ ખોટું લાગ્યું નહિ.

શરૂઆતમાં અણ્ણાનો વિચાર મને ઇંગ્લંડ મોકલવાનો હતો; પણ તે વખતે લડાઈ ચાલતી હોવાથી ત્યાં જવાનો માર્ગ બંધ પડયા જેવો થઈ ગયો હતો. એથી ઇંગ્લંડનો વિચાર છોડીને મને અમેરિકા મોકલવાનો નિશ્ચય કરવામાં આવ્યો. ઇંગ્લંડ કરતા અમેરિકામાં સ્ત્રીશિક્ષણની તેમ જ સમાજકાર્યની પ્રગતિ ખૂબ થયેલી હોવાને લીધે, અને ઇંગ્લંડને બદલે અમેરિકા જવાની તક મળશે તેથી આનંદ થવા લાગ્યો. મને અમેરિકા મોકલવાને સોબતી કોણ મળશે, એની તપાસ કરતાં પ્રો. ધર્માનંદ કોસંબી અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીમાં પાલી ભાષા શીખવવાં પોતાની પ્રીવિયસ પાસ થયેલી છોકરી અને ચૌદ વર્ષના છોકરા સાથે જવાના છે, એવી ખબર પડી. અણ્ણાએ તેમની સાથે પત્રવ્યવહાર કરીને મારું જવાનું નક્કી કર્યું, અને પ્રો. કોસંબીએ મને પોતાની સાથે લઈ જવાનું કબૂલ કર્યું. આ ઉપરાંત અમેરિકામાં ઇંગ્રેજી શીખવા માટે ચાલતી રાત્રિશાળામાં મને ઇંગ્રેજી શીખવાનું સહેલે પ્રાપ્ત થશે, એમ એમણે જણાવ્યાથી મને અતિશય આનંદ થયો. આ પ્રમાણે હાથમાં આવેલી તકનો ફાયદો લઈ લેવો, એમ વિચારી અણ્ણાએ મારા જવાના ખર્ચના પૈસા આપી મને પ્રો. ધર્માનંદ કોસંબીને હવાલે કરી.

તે વખતના પરદેશ જઈ આવેલા લોકોમાંથી ઘણાખરા મારા પરદેશગમનની વિરુદ્ધ હોવાથી ત્યાં કપડાંની તથા ખાવાપીવા વગેરેની શી તૈયારી કે વ્યવસ્થા કરવી જોઇએ, તે વિષે મને ઝાઝી માહિતી

મેળવવાનું બન્યું નહિ. પ્રો. કોસંબી એક વાર અમેરિકા જઈ આવેલા હતા. તેથી એમની મદદથી મેં કપડાંલત્તાની થોડીઘણી તૈયારી કરી. મેં મારી સાથે ચાર ગુજરાતી ફેશનની રેશમી સાડીઓ, ૭ મોટાં પોલકાં, એક ઓવરકોટ અને રાત્રે પહેરવાનો ઝબ્બો, ૭ સુતરાઉ બંડી, બે જોડી બૂટ વગેરે સામાન લીધો હતો. પણ એ બધાંનો મને ઝાઝો ઉપયોગ થયો નહિ, અને પ્રવાસમાં જોઈએ તેટલો અને તેવો સામાન ન હોવાથી મારે ખૂબ સહન કરવું પડયું.

મુંબઈથી ૫ મી ઑગસ્ટે પી. ઓ. કંપનીની 'ડનેરા' આગબોટમાં પ્રો. કોસંબીની સાથે સગાંવહાલાંની બહુ લાગણીભરી વિદાય લઈ હૉંગકૉંગ જવા માટે મેં ભરતભૂમિનો કિનારો છોડયો.

*

# પ્રકરણ ચૌદમું

## આગબોટમાં પ્રવાસ

પી. ઓ. કંપનીની ડનેરા સ્ટીમરમાંથી મેં મારી જન્મભૂમિનું જ્યારે છેલ્લું દર્શન કર્યું ત્યારે મારા મનમાં કેવા પ્રકારના વિચારો અને લાગણીઓનાં મોજાં ઊછળી રહ્યાં હતાં, તેનું હું શબ્દથી વર્ણન કરી શકું એમ નથી. અમારી આગબોટ હૉંગકૉંગ સુધી જવાની હતી અને ત્યાંથી અમારે બીજી સ્ટીમરમાં બેસી સેન ફ્રાંસિસ્કો જવાનું હતું. હૉંગકૉંગ સુધી જવામાં અમારી સાથે એક ગુજરાતી વેપારી કુટુંબ અને અમેરિકા જવામાં અમદાવાદના મહેતા નામના એક વિદ્યાર્થી અને એક શીખ ગૃહસ્થ એટલા હિંદીઓ હતા.

મારી અને પ્રો. કોસંબીની દીકરી માણેક વચ્ચે એક ઓરડી (કૅબિન) અમને મળી હતી. જેને નિરામિષ ભોજનની ટેવ છે અને એ કાયમ રાખવી છે તેમને આગબોટમાં બહુ અડચણ ભોગવવી

પડે છે. આગબોટમાં જમવાની, રહેવાની, નાહવાની વગેરે વ્યવસ્થાથી અપરિચિત હોવાથી પ્રથમ જ પ્રવાસ કરનારને શરૂઆતમાં બહુ મુશ્કેલી લાગે છે.

હું માત્ર બતાવવા પૂરતી દરરોજ જમવાના ખંડમાં જતી. ત્યાં પાઉં, માખણ અને ફળ સિવાય મારે લાયક કંઈ ખાવાનું હોતું નહિ; પરંતુ જમવાના ટેબલ ઉપર કાંટા, ચમચા કેમ મૂકવામાં આવે છે, જમવાની પદ્ધતિ કેવી હોય છે, એનું ત્યાં સારી રીતે નિરીક્ષણ કરવાનું મને મળતું. જમવાના ઓરડામાં જઈ હું કંઈ ખાઈ શકતી નહિ, અને કેબિનમાં યે સાથે ભાતું ન હોવાને લીધે મારે શરૂઆતમાં બહુ વેઠવું પડયું; પણ પેલા ગુજરાતી કુટુંબ સાથે મારી ઓળખાણ થવાથી તેમની તરફથી મને રોજ એક ભાણું આવવા લાગ્યું, અને આને લીધે મારો સ્ટીમરમાં નિભાવ થયો.

સિંગાપુર સુધી જનારા નથ્થુભાઈ નામના એક વેપારી અને તેમની પત્નીએ પોતાની સાથે એક કૂકર રાખેલો હતો; તે ઉપરાંત તેમણે ભાથામાં અથાણું, મુરબ્બા, ફળફળાદિ વગેરે ઘણી વસ્તુઓ લીધેલી હતી. આગબોટના ભંડિયારામાં તેઓ પોતાનો કૂકર રંધાવી મંગાવતા અને તેમાંથી થોડું મને મોકલી આ . આને લીધે મારા જેવી દક્ષિણી બાઈના પ્રવાસમાં ખાવાની અડચણ ઘણી કમી થઈ. અમારી સાથેના વિદ્યાર્થી શ્રી. મહેતાનો પરિચય થયા પછી તેમનો પણ મને પ્રવાસમાં ઘણો જ ઉપયોગ થતો.

અમારી આગબોટ મુંબઈથી ઊપડી તે પ્રથમ કોલંબો થોભી. ત્યાં એ ૭ કલાક જ ઊભી રહેવાની હતી, પણ તેટલા વખતમાં અમે મોટરમાં બેસી પ્રો. કોસંબીના મિત્રો સાથે એક મોટો બુદ્ધવિહાર જોવા ગયાં હતાં. તે દિવસે હું માંડ માંડ ફરી. કારણ, મારા પગમાં જોડા ખૂબ ડંખતા હતા. મારા આજ સુધીના જીવનમાં જોડા પહેરીને ફરવાનો આ પહેલો જ પ્રસંગ હતો. પહેલી જોડી ખૂબ સખત લાગી

તેથી પ્રો. કાસંબીએ એક નવી જોડી અપાવી. તોપણ એનું એ જ થયું. આખા પગમાં જોડા ડંખવાથી ફોલ્લા ઊઠ્યા; તોપણ સ્ટીમરમાં જોડા કાઢીને ફરાય નહિ. ટૂંકામાં, જોડાની વેદના મને અસહ્ય થઈ અને તેથી મને એમ લાગ્યું કે, દરેક સ્ત્રીએ પરદેશ જતાં પહેલાં ત્રણ મહિના જોડા પહેરવાની ટેવ પાડવી જોઈએ.

કોલંબોથી સિંગાપુર જતાં અમને દશબાર દિવસ લાગ્યા, ને ત્યાં નથ્થુભાઈ વેપારી અમને બધાંને પોતાને ઘેર લઈ ગયા. પહેલે પ્રથમ જમીન પર જઈ એક બે દિવસ રહેવાનું મળશે તેથી સર્વેને ખૂબ આનંદ થયો. સિંગાપુરમાં અમારો વખત ખૂબ આનંદમાં ગયો. ત્યાં આપણા પૂ ના શ્રીયુત ભાસ્કરરાય ડોંગરે મળ્યા અને તેમણે પણ મને અને પ્રો. કોસંબીને ચાપાર્ટી આપી અમારું માનું સ્વાગત કર્યું.

સિંગાપુર પછી અમારે હૉંગકૉંગ બંદર પર આગબોટ બદલવાની હતી. તેથી ત્રણચાર દિવસ અમારે હૉંગકૉંગમાં રહેવું પડયું. પણ ત્યાં હોટેલમાં માણસ દીઠ ૭ યેન* ખર્ચ આવવા લાગ્યો. પરંતુ ત્યાં શ્રી. મહેતાએ પોતાના ઓળખીતા એક સિંધી વેપારીને ત્યાં અમારી ખાવાપીવાની સગવડ કરવાથી અમારો ઘણો ખર્ચ અને ત્રાસ બચ્યાં. પછી અમે 'ટોયોકિસાન કૈશા' પેઢીની 'ટેનિયોમારુ' એ નામની આગબોટમાં સૅનફ્રાંસિસ્કો જવા ઊપડયાં.

આ કંપની હિંદુસ્તાનથી અમેરિકા જનારા હિંદીઓને પહેલા વર્ગમાં જ લઈ જાય છે. આથી હદીઓને નાહક વધારે ખર્ચ થાય છે. અનેક યુરોપિયનો બીજા વર્ગમાં પ્રવાસ કરે છે, છતાં માત્ર હિંદીઓ ઉપર જ આ કંપનીની આવી અવકૃપા શા માટે છે તે સમજાતું નથી.

હૉંગકૉંગથી અમે શાંગાહી, નાગાસાકી વગેરે બંદરો કરતાં કરતાં ટોકિયો જઈ પહોંચ્યાં. ત્યાં મહેતાના મિત્ર શાંતિલાલને લઈ પ્રો. કોસંબી અને હું ટોકિયોની જાપાન મહિલા વિદ્યાપીઠ

* લગભગ દોઢ રૂપિયાની કિંમતનો સિક્કો.

જોવા ગયાં હતાં. ત્યાંની સર્વ વ્યવસ્થા, અને શિક્ષણપદ્ધતિ જોઈ, અપણાએ આવું જ મહિલા વિદ્યાપીઠ હિંદુસ્તાનની સ્ત્રીઓ માટે સ્થાપ્યું છે એનું મને સ્મરણ થયું અને તેથી થોડો સંતોષ થયો. હોંગકોંગ છોડયા પછી અમારી સ્ટીમરમાં નવુંજાઈ ગિર નહોતા તેથી કુકરમાંની રસોઈ આવતી બંધ થઈ; મહેતાની પાસેના ચોખા પણ ખલાસ થઈ ગયા; તેથી સ્ટીમરમાં મળતાં પાંઉ, માખણ, ફળો વગેરે ઉપર જ મારે ચલાવવું પડયું આગબોટમાં પ્રવાસ કરનારાએ પોતાની જમવાની ગગરડ બને તેટલી સારી રાખવા પ્રયત્ન કરવો જોઈએ. મારાથી તેની વ્યવસ્થા કરી શકાઈ નહિ. એની અસર મારી તબિયત ઉપર થઈ અને તેને પરિણામે હોંગકોંગથી મને ઝીણો તાવ અને ઉધરસ લાગુ પડયાં. વધારામાં અમારી ઓરડી ઇન્જીનની પાસે હોવાને લીધે ઇન્જીનના અવાજ અને ઊકળાટને લીધે મને ખૂબ ત્રાસ થતો હતો, અને તેથી શરીરમાં આખો દિવસ બળતરા થતી. હુ માત્ર ફળો ઉપર રહેતી, તેને લીધે મને ઉધરસ થઈ હશે અને હુ ઘરની ચિંતા કર્યા કરતી હોઈશ એવો મારી આજુબાજુના લોકોનો મારા મંદવાડ વિષે મત બંધાયો હતો. મારા મંદવાડ વિષે આગળ શું કરવુ તે બાબત મેં મહેતાની સલાહ પૂછી. તેમણે કહ્યું કે ઓરડીમાં નર્સને બોલાવવા માટે બટન હોય છે તે દાબો એટલે નર્સ આવી બધી વ્યવસ્થા કરશે. અમારી ઓરડીમાં વીજળીનાં ઘણાં બટનો હતાં અને કયુ કયા કામ માટે દાબવું તે મને બરાબર ખબર નહોતી. આથી મેં મહેતાને જ બટન દાબી નર્સને બોલાવવા વિનતિ કરી. મહેતાએ બટન દાબવાથી નર્સ આવી અને તેણે ડૉક્ટરને બોલાવી મારી પરીક્ષા કરાવી ઓસડ શરુ કર્યું. મને દૂધ ઉપર રહેવાની ડૉક્ટરે સલાહ આપી. પણ આગબોટમાં દૂધ સારું મળતું ન હોવાથી મારે ખૂબ વેઠવું પડયુ છતા ડૉક્તરના ઓસડથી મને થોડો ફાયદો થયો. પણ ઉધરસ ને તાવ સાવ મટયાં નહિ. દૂધ ઉપર રહેવાને લીધે અને મંદવાડને લીધે મને અશક્તિ ખૂબ આવી ગઈ હતી. આથી અમારે ઊતરવાનું

બંદર સેનફ્રાંસિસ્કો જેમ જેમ નજીક આવતું ગયું, તેમ તેમ મારું આગળ શું થશે તેની મને ચિંતા થવા લાગી. મનની આવી સ્થિતિમાં અંતે બંદર આવી લાગ્યું. ત્યાં દાક્તરની તપાસ અને કસ્ટમની તપાસમાં એક દિવસ ચાલ્યો ગયો. બીજે દિવસે મોટરમાં બેસી પ્રો. કોસંબીના કુટુંબ સાથે હું એક ભવ્ય હોટેલમાં રહેવા ગઈ. હોટેલમાં અમારી સાથેનો બધો સામાન આવી લાગ્યો નહોતો. વળી મુસાફરીના અજ્ઞાનને લીધે મેં મારી સાથે ઠંડીને માટે પૂરતાં કપડાં લીધાં નહોતાં. આથી હોટેલની ઓરડીમાં અશક્તિને લીધે તેમ જ ટાઢને લીધે હું ખૂબ જ હેરાન થઈ અને મારો મંદવાડ પણ વધ્યો. પ્રો. કોસંબી બહારના એક રેસ્ટોરાંમાં (ભોજનાશ્રમમાં) પોતાના છોકરાં સાથે ગયા. મારી અશક્તિને લીધે મારાથી તેમની સાથે જઈ શકાય એમ ન હોવાથી મેં એમને મારા માટે દૂધ લઈ આવવા કહ્યું. પણ આણેલું દૂધ ત્યાંની પદ્ધતિ પ્રમાણે બાટલીમાં ભરેલું હતું, અને તદ્દન ઠંડું હોવાથી તથા ગરમ કરવાની ઓરડીમાં કંઇ સગવડ ન હોવાથી મને હોટેલનો પહેલો દિવસ ચોખ્ખા ઉપવાસનો જ ગયો. આથી મારી અશક્તિ વધતી જ ગઇ. બીજે દિવસે માણેક મને હાથ પકડીને જેમ તેમ કરી એક રેસ્ટોરાંમાં લઇ ગઇ; પણ ત્યાં થોડા દૂધ સિવાય મારાથી કંઈ ખાઇ શકાયું નહિ. આ રીતે મારી રહેવાની તથા ખાવાની જોઇએ તેવી સગવડ થઇ ન શકવાથી મારો મંદવાડ બહુ વધી પડયો. આવી સ્થિતિમાં પ્રો. કોસંબી સાથે બોસ્ટન સુધી જવું શક્ય થાય એમ મને લાગ્યું નહિ; અને પ્રો. કોસંબીને પણ લાગ્યુ કે, મારાથી પ્રવાસની હાડમારી આવી અશક્તિમાં ખમી શકાશે નહિ. એમને તો બોસ્ટન જઇ પોતાના કામ પર હાજર થયા વિના છૂટકો નહોતો. આથી તેમણે સેનફ્રાંસિસ્કોમાં જ કોઈક ઠેકાણે હું સારી થાઉં ત્યાં સુધી મને રાખી જવાનો નિશ્ચય કર્યો. બોસ્ટન જઈ, પ્રો. કોસંબીને ઘેર રહી, તેમને થોડી ઘણી મદદ કરવી અને રાત્રિશાળામાં ઇંગ્રેજી શીખવું એમ મેં પહેલાં ઠરાવ્યું હતું. પણ એ વિચાર મારે છેવટે છોડી દેવો પડયો

અને અમેરિકામાં બીજા હિંદી ગરીબ વિદ્યાર્થી પ્રમાણે શિક્ષણને માટે અને ઉપજીવિકા માટે મળે તેવી મજૂરી કરી પ્રતિકૂળ પરિસ્થિતિ સાથે ઝગડવાનો મે મારો નિશ્ચય કાયમ કર્યો, અને પ્રો. કોસંબીને સેનફ્રાન્સિસ્કોના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતા કોઈ પણ હિંદી વિદ્યાર્થીના તાબામાં મને સોંપી જવા વિનંતિ કરી. પણ પ્રો. કોસંબીને હિંદી વિદ્યાર્થીઓનાં ઠેકાણાં જલદી ન મળવાથી કોઈ વગર ઓળખીતા વિદ્યાર્થીઓને હવાલે મને કરવા કરતાં ત્યાંની 'યંગ વિમેન્સ ક્રિશ્ચિયન એસોસિયેશન' (ખ્રિસ્તી તરુણ ભગિની મંડળ) ની સંસ્થામાં અને મૂકવાનું નક્કી કર્યું. એ કલ્પના મને પસંદ હતી કે નહિ, એ વિષે મને પૂછતાં જ મેં તેને સંમતિ આપી.

હોટેલનું જીવન અસહ્ય થવાથી અને મને કંઇ પણ કામ મળે તો ઠીક એમ લાગવાથી મેં પ્રો. કોસંબીએ ઠરાવેલી યોજનાને સંમતિ આપી, અને તે પ્રમાણે પ્રો. કોસંબીએ મને બોસ્ટન જતાં પહેલાં ખ્રિસ્તી ભગિની મંડળની મંત્રિણીને સ્વાધીન કરી. મારા પ્રવાસ-ખર્ચમાંથી બાકી રહેલી ૧૫૦ ડોલરની રકમ તેમણે એ બાઇને સોંપી અને મારો મંદવાડ સારો ન થાય તો મને પાછી હિંદુસ્તાન મોકલવાની વ્યવસ્થા કરવા, અને સારો થાય તો મને બોસ્ટન પહોંચાડવા ભલામણ કરી, પ્રો. કોસંબી, માણેક અને તેમનો છોકરો બોસ્ટન રવાના થયાં. જેઓ મને અમેરિકા લઈ આવ્યા તેમને મારા મંદવાડને લીધે અને તેમનાથી વધારે દિવસ મારી પાસે રહેવું શક્ય ન હોવાથી મને આવા પરદેશમાં બીજાને ત્યાં છોડી જવું પડતું હતું તેથી, મને તેમ જ તેમને કેટલું દુઃખ થયું હશે તેની વાચકોએ જ કલ્પના કરવી.

*

## પ્રકરણ પંદરમું

### ખ્રિસ્તી ભગિની મંડળના પહેલા અનુભવો

**મને** આ ખ્રિસ્તી બાઇઓની સંસ્થામાં મૂકી તે વખતે હું ખૂબ અશક્ત હતી. ઉધરસ અને તાવ હજુ સારાં થયાં નહોતાં. તે વખતે મને ઇંગ્રેજી પૂરું બોલતાં પણ આવડતું નહોતું; અને બોલેલું સમજાતું પે નહોતું. સહેલાં વાક્યો ધીમે ધીમે બોલાય તો હું સમજી શકતી, પણ અમેરિકન લોકો જરા ઉતાવળું બોલે છે, અને તેમના ઉચ્ચાર પણ થોડા જુદા પડે છે, તેથી શરૂઆતમાં મને ગભરામણ થતી. આ સર્વે અડચણોને લીધે મારી સ્થિતિ આ સંસ્થામાં બહુ મુશ્કેલ થઇ.

પહેલા બેત્રણ દિવસ હું સેક્રેટરી બાઈ સાથે રેસ્ટોરાંમાં જમવા ગઈ; પણ ત્યાં મને દૂધ, પાઉં, માખણ અને ફળ સિવાય બીજું કઈ ખાવાલાયક ન હોવાથી મેં સેક્રેટરી બાઇને આ પદાર્થો મારી ઓરડીમાં મંગાવી આપવા વિનંતિ કરી અને તેમણે બહુ પ્રેમપૂર્વક તે માન્ય રાખી. ત્યારપછી તે મને ખાવાના પદાર્થો મારી ઓરડીમાં જ મંગાવી આપતાં. મને રહેવા માટે મળેલી ઓરડી બહુ સારી હતી. એ ઓરડીમાં નાહવા માટે મોટી કૂંડી (ટબ) અને બીજા સર-સામાનની વ્યવસ્થા સર્વોત્કૃષ્ટ હતી. ઓરડીમાં ગરમી રાખવાની પણ વ્યવસ્થા હોવાને લીધે મારી પાસે ગરમ કપડાં ન હોવા છતાં ઠંડીનો ત્રાસ પણ ઘણો ઓછો થયો.

મારી અહીંઆં રહેવાની અને ખાવાની સગવડ થઈ છતાં મારી ઉધરસ કંઇ મટે નહિ અને તેથી મને બહુ ત્રાસ થતો હતો. આવા સંજોગોમાં ડૉક્તરને બોલાવી પાસેના પૈસા ખર્ચી નાખવાને બદલે કુદરતી ઉપચારોથી મેં મારી ઉધરસ અને તાવ મટાડવાનો નિશ્ચય કર્યો. તે પ્રમાણે દરરોજ રાત્રે ગરમ ગરમ પાણીથી કૂંડીમાં ૨૦ મિનિટ છાતી શેકતી, અને રાત્રે નવ વાગ્યાથી સવારે સાત વાગ્યા સુધી પૂર્ણ આરામ લેતી. આ ઉપચારોથી મારી ઉધરસ સારી થઇ, મને ઘણી સ્ફૂર્તિ લાગવા માંડી. મને મંદવાડમાંથી સાજી કરવા માટે મેં ઈશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

અમેરિકામાં મારાં જ પગ પર ઊભા રહી મારે શિક્ષણ મેળવવું જોઇએ, એ વાત મારા મનમાં હમેશાં ઘોળાયા કરતી હોવાને લીધે પૂર્વતૈયારીરૂપે હું સેક્રેટરી બાઇના ઓરડાનાં ગાલીચા સાફ કરવા, બારીના કાચ લૂછવા, ઓરડો વાળવો વગેરે કામો 'સ્વયંસેવક' તરીકે કરવા લાગી. સંસ્થાના બીજા નોકરચાકર કેવી કાળજીથી પોતાનાં કામ કરે છે તે હું બારીકાઇથી જોતી હતી અને તેમના અનુકરણરૂપે જ મેં ઉપલા કામો કરવા માંડ્યાં હતાં મેં સ્વયંસ્ફૂર્તિથી આદરેલું કામ સેક્રેટરી બાઇને પણ પસંદ પડ્યું અને તે પણ મને મારા કામમાં સૂચનાઓ કરી ઉત્તેજના આપતાં. આ ખ્રિસ્તી બાઇઓની સંસ્થામાં મારા પાંચ દિવસ ગયા, પણ તેટલામાં મારી પૂંજીમાંથી રોજના અઢી ડોલર લેખે લગભગ ૫૦ રૂપિયા ખર્ચાઇ ગયા; તેથી મારે કંઇ પણ કામ મેળવવું જોઇએ એમ મને લાગવા માંડ્યું. અમેરિકામાં પાસેના પૈસા પૂરા થતાં ભૂખ્યા મરવાનો વખત આવશે એ દેખાતું હોવાથી હું સેક્રેટરી બાઇને મારે માટે કંઇ પણ મજૂરીનું કામ શોધી આપવા સતત વિનંતિ કરવા લાગી અને તેણે પણ મને એવું કામ મળી શકશે કે નહિ તેની શોધ ચલાવી.

ઠીક થયું કે ઇશ્વરકૃપાથી મારો મંદવાડ મટી ગયો, નહિ તો મને હિંદુસ્તાન પાછી મોકલી દેવા માટે પ્રો. કોસંબીએ સેક્રેટરી બાઇને કહી રાખ્યું હતું જ. જો મારો મંદવાડ વધી ગયો હોત તો 'આ ડોશીમા અમેરિકામાં જઇને મરવાનાં છે' એવું ભવિષ્ય હિંદુસ્તાનના કેટલાક ટીકાકારોએ જે ભાખ્યું હતું તે સાચું પડત, અને મારાથી મારા પ્રિય વિધવાશ્રમની કંઇ સેવા થઇ શકી નહોત. આ કડણ પેચમાંથી જો કે હું સારી થવાથી બચી ખરી, છતાં મારી આગળ બેકારી અને ભૂખમરો એ બે સંકટો ઊભાં થયાં અને એ સહકેને પહોંચી વળવા મેં તૈયારી કરવા માંડી. મારી પાસેના ૧૫૦ ડોલર એટલે લગભગ ૪૦૦ રૂપિયાની પૂંજી મહિના દોઢ મહિનામાં ખલાસ થઇ જાત. તેટલો વખત જો હું હાથપગ હલાવ્યા

વગર બેસી રહી હોત તો અમેરિકાના ગરીબોને લગતા કાયદા પ્રમાણે સૅનફ્રાંસિસ્કોના બ્રિટિશ વકીલને હવાલે મને સોંપવામાં આવી હોત અને તેણે મને હિંદુસ્તાન પાછી મોકલી દઇ મારો પ્રવાસખર્ચ મારાં હિંદુસ્તાનનાં સગાંવહાલાં પાસેથી વસૂલ કર્યો હોત. પણ આવો મરવા જેવો પ્રસંગ મારી પર આવ્યો નહિ એ પરમેશ્વરની કૃપા જ સમજવી જોઇએ.

સંસ્થાની સેક્રેટરી બાઈને કરેલી વિનંતિ મુજબ તેમણે મારે માટે ઘરડાં અને પેન્શન લીધેલા મિશનરી લોકો માટે ઓકલૅંડમાં કાઢેલા એક નિવાસ આશ્રમમાં ઘાટણની જગ્યા શોધી કાઢી. તે કામ પર હાજર કરવા મને તે લઈ ગયાં, અને તે આશ્રમની પ્રમુખ બાઈ સાથે મારી ઓળખાણ કરાવી. એ બાઇએ હિંદુસ્તાનમાં મરાઠી ભાષા બોલનારા જિલ્લાઓમાં કામ કરેલું હોવાથી તેમણે મને અહમદનગરના મિશન વિષે તેમ જ કેડ ગામના પંડિતા રમાબાઈના શારદાસદન વિષે પુષ્કળ પ્રશ્ન પૂછ્યા અને બોલ્યાં: " બાઈ, જે પ્રમાણે રમાબાઇને પૂર્વે ઈશુએ અમેરિકામાં મોકલી હતી તે પ્રમાણે તને પણ મોકલી છે તો એ જ હવે તારું તારણ કરો." આમ આશીર્વાદ આપી તેમણે મને કામે લગાડી.

*

## પ્રકરણ સોળમું

### મિશનરીઓનું શાંતિસદન

**મને** કામે વળગાડી તરુણ ભગિની મંડળનાં સેક્રેટરી બાઇ પાછાં ગયાં. આ શાંતિસદન ( હોમ ઑફ પીસ ) હિંદુસ્તાન અને બીજા દેશોમાં ખ્રિસ્તી ધર્મપ્રચારનું ઘણાં વર્ષો કામ કરી પાછાં ફરેલાં વૃદ્ધ સ્ત્રીપુરુષોના ઘડપણના દિવસો ગાળવા માટેનું ઠેકાણું હતું. આ ઠેકાણે આશરે ૪૦ મિશનરીઓ વિશ્રાંતિ લેવા રહેતાં હતાં; અને તેમાં મને ભોજનગૃહ, પ્રાર્થનામંદિર, અને વાંચનાલયના ઓરડાઓના ગાલીચા

સાફ કરવાનું અને ભોજનગૃહની જમવાની રકાબીઓ ધોવાનું તથા બારીઓના કાચ સાફ કરવાનું કામ કરવું પડતું.

શાંતિસદનમાં મને રહેવા માટે જુદી ઓરડી આપવામાં આવી હતી. આ ઉપરાંત જુદા ટેબલ ઉપર મારી ઇચ્છા મુજબ મારી ખાવાની વ્યવસ્થા કરવાની મને પરવાનગી આપવામાં આવી હતી. મેં આ સંસ્થામાં મારો અગાઉનો ખોરાક જ ચાલુ રાખ્યો હતો. માત્ર મારે સવારથી સાંજ સુધી સતત કામ કરવું પડતું. અમેરિકામાં જમવાના પદાર્થો જુદીજુદી રકાબીઓમાં પીરસવાની પદ્ધતિ હોવાને લીધે દરેક માણસ દીઠ જમતી વખતે આશરે દશ રકાબીઓ એંઠી થતી, અને મારે રકાબી વીંછળવા માટે રાખેલ એક મુખ્ય બાઇના હાથ નીચે રોજ ૪૦૦ રકાબીઓ સાફ કરવી પડતી. ગાલીચા સાફ કરવાનું, રકાબીઓ વીંછળવાનું અને બારીના કાચ સાફ કરવાનું કામ ચાલુ હોય, તે વખતે હિંદુસ્તાનમાં ખ્રિસ્તીધર્મપ્રચારકનું કામ કરીને થાકી પાકી આવેલાં મિશનર સ્ત્રી-પુરુષો ફુરસદને સમયે મારી પાસે આવી ખ્રિસ્તીધર્મનો ઉપદેશ આપતા અને સમજાવતા કે બાઇ, ખ્રિસ્તને સ્વીકાર્યા વિના તારો અને તારા દેશનો ઉદ્ધાર થવાનો નથી." એમનો આ ઉપદેશ સાંભળી હું આટલો જ હમેશનો ઠરાવેલો ઉત્તર દેતી: "તમે મને ઇંગ્રેજી શીખવો એટલે તમારા ધર્મનો હું તુલનાત્મક અભ્યાસ કરીશ અને મને જો એ ધર્મ પસંદ પડશે તો અવશ્ય એને સ્વીકાર કરીશ." મારા ઉત્તરની કંઇક અસર મારો ઉદ્ધાર કરનારાઓ ઉપર થઇ, એમ મને જલદી જ લાગ્યું. કારણ, બે જ દિવસમાં એક વૃદ્ધ મિશનરી બાઈ મને બાઇબલ વાંચતાં શીખવવા માટે આવવા લાગી. મારું બાઇબલનું વાચન જ "કર, ઘર, મડ, રથ,"ની માફક ચાલ્યું હતું. પણ એ રીતે ઇંગ્રેજીનું શિક્ષણ વધે છે એટલું જ મને સમાધાન હતું.

આ ખ્રિસ્તી મિશનરીઓના શાંતિસદનમાં આવ્યે ત્રણચાર દિવસ થયા, પણ મને કંઇ શાંતિ મળી નહિ, અને મારું આગળ શું થશે તથા અણ્ણાએ જે ઉદ્દેશથી મને અહીં મોકલી તે કેમ પાર પડશે, એની

ચિંતા મને થવા લાગી. ઉપરાંત હું ઉપજીવિકા માટે કંઇ કામ મળે એ ઇચ્છાથી ખટપટ કરવા ગઇ ત્યાં હેલામાંથી ચૂલામાં પડીએ તેમ મારા દૈવયોગે અજાણપણે આ મિશનરી મંડળના શાંતિસદનમાં ફસાઈ પડી. તે જગ્યાએ ઇંગ્રેજી શીખીને અમેરિકાની શિક્ષણસંસ્થાઓ જોવાની આશા રાખવી એ મૃગજળની પાછળ લાગવા જેવું હતું. વેલરું, મારી પાસે ખ્રિસ્તી ધર્મ લેવરાવવા માટે કેવા પ્રયત્નો કરવામાં આવશે એ વિષે મારા મનમાં ધાસ્તી પેઠી, અને ગમે તેવો પ્રસંગ આવે તોયે મારો ધર્મ છોડવો નહિ એવો મેં પાકો નિશ્ચય કર્યો.

મારું રોજનું કામ સાંજે પૂરું થતું. પછી પ્રાર્થનામંદિરમાં રાતની પ્રાર્થના પૂરી થયા બાદ મારી ઓરડીમાં જઈ મનને કંઇક શાંતિ મળે એ હેતુથી ભગવદ્ગીતામાંથી ભક્તિયોગનો ૧૨મો અધ્યાય વાંચીને ' હે ભગવાન, હે કૃષ્ણ, અમેરિકામાં મારો હવે તું જ ઉદ્ધારક છે " એવી પ્રાર્થના કરીને હું સૂઈ જતી. આ શાંતિસદનમાં હું દશ દિવસ રહી, અને પછી અકલ્પિત રીતે મારે ત્યાંથી છુટકારો થયો; પણ એ દશ દિવસ મારા અતિશય કાળજી અને ધાસ્તીમાં ગયા. મારી તબિયત સારી હતી. ખાવાપીવાની અને રહેવાની અડચણ નહોતી. પણ મારા મનમાં અહીંથી કેમ છુટકારો થશે તેની જ ચિંતા પેઠેલી હતી. આથી દિવસ કાઢવા માટે મારે બહુ ધૈર્ય ધારણ કરવું પડતું.

અમેરિકા આવતી વખતે કોઈ હિંદી વિદ્યાર્થીનું ઠેકાણું મારી પાસે હોય એ ઉદ્દેશથી આશ્રમના પ્રો. ચીપળુણકરે મને પોતાના એક મિત્ર શ્રી. કોકટનૂરનું ઠેકાણું મને આપ્યું હતું. હું સૅનફ્રાંસિસ્કોના તરુણ ખ્રિસ્તી ભગિની મંડળમાં રહેતી હતી ત્યારે ત્યાંના કોઈ વિદ્યાર્થીનું ઠેકાણું મને જડી આવે એ ઉદ્દેશથી કેવળ નિરાશામાં જ મેં એક પત્ર એમને સરનામે મોકલ્યો હતો અને તેમાં એમને પણ મારી હકીકત જણાવી મને કોઈ પણ યોગ્ય ઠેકાણે લઇ જવા વિનંતિ કરી હતી. આ કાગળનો ઉત્તર આવશે એવી આશા પણ મને તે વખતે નહોતી. પણ ડૂબતો માણસ તરણાને ઝાલે, એ ન્યાયે મેં આ કાગળ મોકલ્યો

હતો. પણ આ કાગળ પરમેશ્વરની કૃપાથી મારો મોટો ઉદ્ધારક નીવડયો. ન્યૂયોર્ક પાસે નાયેગ્રા ફોલ્સના એક મોટા કારખાનામાં ડૉ. કોકટનૂર કામ કરતા હતા. મારો કાગળ આવ્યો કે તરત તેમણે પોતાની ભલામણ સાથે મારો પત્ર ન્યૂયોર્કમાં લાલા લજ્પતરાયની 'યંગ ઇંડિયા' ઓફિસમાં મોકલી દીધો. ત્યાં બન્ને પત્રો ડૉ. ના. સુ. હાર્ડીકરને મળ્યા અને તેમણે તુરત જ સેનફ્રાંસિસ્કો અને બર્કલેના હિંદી વિદ્યાર્થી, વેપારી અને થિયોસોફીસ્ટ અમેરિકન સ્ત્રીપુરુષોને તારો મૂકયા કે 'સંકટમાં સપડાયેલાં પાર્વતીબાઇને શકય હોય તેટલી મદદ કરો.' તેનું પરિણામ એ આવ્યું, કે એક શનિવારે રાત્રે દશ વાગે શાંતિસદનમાં ટેલીફોનથી પૂછવામાં આવ્યું, કે હિંદુસ્તાનથી આવેલાં પાર્વતીબાઈ તમારે ત્યાં છે કે? પ્રમુખ બાઇએ તેનો હકારમાં ઉત્તર આપ્યો અને રવિવારે બપોરે બાર વાગે મને મળી પણ શકાય એમ જણાવ્યું.

આ બધું જ્યારે મારા જાણવામા આવ્યું ત્યારે મારા જીવમાં જીવ આવ્યો, અને હવે મને હિંદુસ્તાનના મિત્રો મળશે અને તેમની સાથે હું રહેવા જઇશ, એવા મનોરથો હું સદનનું કામ કરતા કરતાં સાગ મનમાં ઘડવા લાગી. છેવટે એ ન ભૂલાય એવો રવિવારનો દિવસ ઊગ્યો અને ૧૧ વાગ્યાથી જ હું મારી ભરતભૂમિના સુપુત્રોનું દૂરથી દર્શન કરવાની ઉત્સુકતાથી સંસ્થાની ગેલેરીમાં વાટ જોતી બેઠી. ૧૨ વાગે સોએક કદમ ઉપર મને પણ હિંદી વિદ્યાર્થીઓના પાણીદાર ચહેરા દેખાયા અને મારા જેવી પરદેશમાં પડેલી દીન વિધવાના રક્ષણ માટે જ ભગવાન શ્રીકૃષ્ણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને જ વિદ્યાર્થીને રૂપે મોકલી આપ્યા છે એમ મને લાગવા માંડયું. મને હદી વિદ્યાર્થી મળતા જ મારી આંખમાં આનંદાશ્રુ આવ્યાં. તે વખતે મારા તેમ જ તેમનાં અંતઃકરણમાં કેવા વિચારો આવ્યા હશે તેની કલ્પના કરવાનું કામ વાચકોને જ સોંપું છું. આવેલા વિદ્યાર્થીઓ બધા મરાઠી ભાષા બોલનારા અને આપણા મુંબઈ પૂના તરફના હતા. તેમણે મને તેમની સાથે બર્કલેમાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો. મને

હિંદી વિદ્યાર્થીઓની અડચણોની થોડીઘણી ખબર હોવાને લીધે મેં તેમને મને વખતોવખત મળી જવું અને મારી ખબરઅંતર લેવી, પણ મને લઇ જઇ પોતાની દરિદ્ર સ્થિતિ વધારે દુઃખમય ન કરવી એમ ઘણી રીતે સમજાવ્યું. પણ તેઓએ પોતાનો આગ્રહ છોડયો નહિ. છેવટે મેં તેમના કહેવા પ્રમાણે કરવાનું કબૂલ કર્યું, અને તેમણે અમારી પ્રમુખ બાઇને સમજાવી તે જ વખતે મને લઇ જવાનું નક્કી કર્યું. દરેક જણ મારો સામાન ઉપાડવા ઉત્સુક થયો. આ રીતે એક કાગળને લીધે અચાનક રીતે મારો એ શાંતિસદનમાંથી છૂટકો થયો અને હું બર્કલેમાં મારા દક્ષિણી ભાઇઓ સાથે કેટલોક સમય રહેવાનો નિશ્ચય કરી શાંતિસદનને સલામ કરી તેમની સાથે જવા નીકળી.

*

## પ્રકરણ સત્તરમું

### મહારાષ્ટ્રીય વિદ્યાર્થીઓનો સમાગમ

કેલિફોર્નિયાના બર્કલે શહેરમાં ત્રણ દક્ષિણી વિદ્યાર્થીઓ સાથે ખૂબ આનંદથી હું રહેવા ગઇ. અમે જે ઘરમાં રહેતાં હતાં તે ઘર મારી વસ્તીમાં આવેલુ એક માળવાળું મકાન હતું. ભોંયતળિયે મારી સાથે ત્રણ વિદ્યાર્થીઓનુ રહેઠાણ હતું. માળ પર એક અમેરિકન કુટુંબ રહેતું હતુ. કેલિફોર્નિયામાં ઠંડી બહુ ન હોવાથી અમેરિકાના બીજાં ઘરો પ્રમાણે આ ઘરમાં ગરમી રાખવા વ્યવસ્થા કરેલી નહોતી. અમારા મકાનમાં અમે એક વીજળીનો ચૂલો રાખેલો હતો. બહુ ઠંડી પડે ત્યારે તે અમને બહુ ઉપયોગી લાગતો. કેલિફોર્નિયામાં સમશીતોષ્ણ હવાપાણી હોવાને લીધે આપણા દેશના વિદ્યાર્થીઓને અમેરિકાનાં બીજા સંસ્થાનો કરતાં આ સસ્થાનમાં રહેવું શરૂઆતમાં અતિશય હિતકર અને સુખરૂપ લાગે એવુ છે.

હું જે વિદ્યાર્થીઓ સાથે રહેતી હતી તેઓને હું તેમનું ઘરનું નામ દઈને જ બોલાવતી* અને તેઓ પણ મને પોતાની માશીની જેમ ગણી માન આપતા. આ ત્રણે વિદ્યાર્થીઓમ વધારે અનુભવી અને અમેરિકામાં વધારે વર્ષ રહેલા કેશવરાવ એ ૧૯૦૭ માં અમેરિકા આવ્યા હતા. તેમણે હિંદુસ્તાનમાં ટેક્નિકલ સ્કૂલનો અભ્યાસ પૂરો કર્યો હતો, અને આગળ અભ્યાસ કરવા અહીં આવ્યા હતા. શરૂઆતમાં એમને એમના કાકા થોડા પૈસા મોકલતા, પણ આગળ ઉપર એમને પોતાની ઉપજીવિકા માટે સ્વાવલંબનનો માર્ગ લેવો પડયો હતો. તેને લીધે અમેરિકામાં દશેક વર્ષ રહ્યા છતાં તેમને વિદ્યાર્જન કરવાનું બહુ બન્યું નહિ. જ્યારે હું એમની સાથે રહેવા ગઇ ત્યારે તેમને એક લોખંડના કારખાનામાં ૧૫૦ ડૉલરની નોકરી હતી. જે ઘરમાં અમે રહેતાં હતા તે ઘર એમણે ભાડે રાખેલું હતુ. તેમના જ આશ્રય તળે બીજા બે વિદ્યાર્થીઓ રહેતા હતા.

બીજો વિદ્યાર્થી દામોદર ઇ. સ. ૧૯૦૮ માં શિક્ષણ માટે અમેરિકા આવ્યો હતો. એને ઘેરથી પૂરતા પૈસા મળતા નહોતા, તેને લીધે નોકરી મેળવવા વચ્ચે વચ્ચે તેને કૉલેજ છોડવી પડતી. આ કારણથી તેનો અભ્યાસ સંતોષકારક થતો નહિ. એ જરા શોખીન હતો, પણ પૈસાને અભાવે કેશવરાવ પાસે ઉછીના પૈસા લેતો. પણ એ કરજ ફેડવાનો સંભવ ન હોવાથી બિચારા કેશવરાવને જ પોતાનો ખર્ચ કાઢવા ઉપરાંત પોતાના મિત્ર માટે કંઇક ઘસાવું પડતું.

ત્રીજા વિદ્યાર્થી વાસુદેવરાવ મહારાષ્ટ્રના એક મહાવિદ્યાલયમાં ગણિતના અધ્યાપક હતા અને તેનો વિશેષ અભ્યાસ કરવા માટે બર્કલેની વિદ્યાપીઠમાં દાખલ થયા હતા. તેમની આર્થિક સ્થિતિ પણ જોઇએ તેવી સંતોષકારક નહોતી. એટલે એમને પણ બીજા વિદ્યાર્થીઓની જેમ અભ્યાસ અને કામ બન્નેને માટે ખટપટ કરવી પડતી.

અમેરિકામાં સ્વાવલંબી હિંદી વિદ્યાર્થીઓને કેટલું દુઃખ વેઠી

* આનો અર્થ એ કે ગોખલે, દામલે એમ અટકથી નહિ, પણ કેશવરાવ, દામોદર ઇ૦ નામે.

સરસ્વતીદેવીની આરાધના કરવી પડે છે, એ જોવાનો મને અહીં પ્રત્યક્ષ પ્રસંગ મળ્યો. અને મારે પણ આ વિદ્યાર્થીઓની જેમ રહેવાનું હોવાથી મેં એમની પરિસ્થિતિનો ખૂબ બારીકાઈથી અભ્યાસ કર્યો. કેશવરાવ, દામોદર અને વાસુદેવ સવારે થોડો નાસ્તો કરીને કામ પર અથવા કોલેજમાં જતા તે છેક સાંજે ઘેર આવતા. હું સવારે તેમને કોફી અથવા ચા અને થોડું ખાવાનું કરી આપતી, અને બપોરે રોટલી, ભાત, દાળ અને શાક કરી રાખતી. દરેક જણ કામ પરથી આવી વીશીની જેમ જમીને પાછો જતો. કેશવરાવ માત્ર રાત્રે મોડા આવતા અને ઠંડું ખાઇને એમની તબિયત બગડે નહિ એટલા સારુ હું ખાસ ઊની જુદી રસોઇ કરી એમને જમાડવાની વ્યવસ્થા રાખતી. હું સવારે ૭ વાગે ઊઠતી અને બપોરે બધા બહાર ગયા બાદ જે નવરાશનો વખત મળતો તેમાં ઘરનું કામ તથા અભ્યાસ કરતી. અમારી બધાંની સ્થિતિ ગરીબ હોવાને લીધે અમે શેર દૂધ લેતાં, તેમાંથી બીજાઓ થોડું લેતા અને હું મોટી તથા અશક્ત હોવાથી બાકીનું દૂધ બધા આગ્રહ કરીને મને જ પીવડાવી દેતા. આ ઉપરાંત ત્રણ જણા વચ્ચે બે પથારી રાખી ત્રીજી હું ના કહેતી છતાં મને આપતા. આ ત્રણ છોકરાઓમાંથી કેશવરાવને કંઠમાળ થયેલો હતો અને ઝીણો તાવ આવતો હતો તેથી એને માટે મને બહુ ચિંતા થતી. પરદેશમાં પેટને માટે સવારથી રાત સુધી કામ કરવાનું, ઘેરથી કોઈની મદદ નહિ, શરીરને આવો રોગ લાગેલો અને ઉપરાંત બે દક્ષિણી મિત્રોને પોતાના જ પૈસામાંથી મદદ કરવાની,–આવી ગરીબાઈ અને દુઃખભરી તેમની સ્થિતિ હતી. અને તેમાં મારા આવવાથી કંઈક ઉમેરો જ થયો. મારી પાસે પણ માત્ર સો ડોલર રહ્યા હતા અને ભવિષ્યમાં મારે અમેરિકામાં એ જ પૈસા પર દિવસ કાઢવાના હતા. હું કામ કરવા તૈયાર હતી અને તે પ્રમાણે મેં કેશવરાવ અને વાસુદેવને કંઈ કામ શોધી આપવા વારંવાર વિનંતિ પે કરી; પણ તેઓ કહેતા: "તમારા જેવાં પુખ્ત બાઇને અમારા જેવા તરુણ છોકરા જીવતા હોય છતાં અમેરિકા જેવા દેશમાં પેટ માટે કામ કરવા મોકલવાં, એ અમને અત્યંત શરમભરેલું લાગે

છે અમે ગરીબાઈથી રહીને તમને સંભાળીશું ત્રણમાં તમે ચોથાં અમને ભારે પડતાં નથી. તમે તમારું જ ઘર સમજીને નિશ્ચિતપણે રહો."

આવી પરિસ્થિતિમાં હું એમની રસોઇયણ તરીકે દિવસ કાઢવા લાગી ખરી, પણ જે હેતુથી અણ્ણાએ મને અહીં મોકલી હતી તે હેતુ અહીં સિદ્ધ થાય એમ નહોતું તેમ મને જણાવા લાગ્યું. આથી મને વધારે દુઃખ થવા લાગ્યું. આપણા દક્ષિણી વિદ્યાર્થીઓની દયાજનક સ્થિતિ જોઈ મને દુઃખ થતું હતું તેમાં મારી પોતાની શોચનીય સ્થિતિને લીધે મને જીવન પર કંટાળો આવ્યો અને હવે આ કઠણ પરિસ્થિતિમાંથી કેવી રીતે છૂટવું તેની હું ચિંતા કરવા લાગી. આ વિદ્યાર્થીઓ તરફથી મારા અમેરિકા આવવાના ઉદ્દેશને સાચી સહાનુભૂતિ મળી નહિ. તેઓ કહેતા "તમને આવડી ઉંમરે પ્રો. કર્વેએ શું કામ અહીં મોકલ્યાં?" તેઓ મને ઇંગ્રેજી શીખવે એમ આશા રાખું તો તેમને પોતાનાં કામ કરવાને જ પૂરતી ફુરસદ નહોતી તો મને ક્યાંથી શીખવે? ભણાવણુપદ્ધતિથી અહીં ઇંગ્રેજી શીખવાનું મળે એમ માનું તો અહીં ઘરમાં મરાઠી જ બોલાતી અને બહાર જવાનો વિશેષ પ્રસંગ જ નહોતો. આને લીધે સંસ્થા માટે કામ કરવું પણ અશક્ય થયું.

બર્કલેમાં હતી ત્યારે મિ. અને મિસિસ બગાડે નામના એક પંજાબી કુટુંબની ઓળખાણ થઈ હતી. કેલિફોર્નિયામાં શીખ મજૂરોની વસ્તી હતી, અને બર્કલેમાં પંજાબી તથા બંગાળી વિદ્યાર્થીઓ રહેતા હતા. પણ કોઈની ઓળખાણ ન હોવાથી કોઈની પાસેથી મદદ મેળવવી શક્ય થઈ નહિ. એક દિવસ કેશવરાવનું ચોપડીઓનું કબાટ સાફ કરી ગોઠવતાં મને અમેરિકામાં રહેતા હિંદી વિદ્યાર્થીઓનાં ઠેકાણાંની એક નોટબુક મળી. એ ચોપડી ચાળીને જોતાં, મને તેમાંથી ઇંદોરની કોલેજમાં પૂર્વે કામ કરતા પ્રો. ગોખલેનું ઠેકાણું મળી આવ્યું. તેમની પાસે જાઉં તો મારી બધી સગવડ થઈ જાય એમ લાગવાથી મેં કેશવરાવને એમની બધી માહિતી પૂછી લીધી અને પછી મારી બધી

હકીકત જણાવી મને એમની પાસે બોલાવવા માટે મેં એમને એક કાગળ લખ્યો.

પ્રો. ગોખલે ન્યુયોર્ક પાસે સિનેકટાડી શહેરમાં રહેતા હતા. એમને ત્યાં જવા માટે છ દિવસનો આગગાડીનો પ્રવાસ કરવો પડે એમ હતું. માત્ર ગાડીભાડું જ ૧૫૦ ડૉલર એટલે લગભગ ૪૫૦ રૂપિયા બેસતું હતું. મારી પાસે એટલા પૈસા નહોતા. આ બધી હકીકત મેં ગોખલેને જણાવી હતી. મારા સારે નશીબે ગોખલેનો મને ત્યાં બોલાવવા માટે પત્ર આવ્યો અને તેમણે પ્રવાસખર્ચ માટે પૈસા પણ મોકલી આપ્યા. તેમણે મારા પર કરેલો ઉપકાર હું કદી ભૂલીશ નહિ. પૈસાની તંગીને લીધે આટલા લાંબા પ્રવાસ પર મારી સાથે કોઇ પણ આવે એ શક્ય નહોતું. તેથી મારે એકલાં જ આટલો લાંબો પ્રવાસ કરવાનો પ્રસંગ આવ્યો. મને ટિકિટ કઢાવી આપી તથા જે જે જગ્યાએ ગાડીઓ બદલવાની હતી તેનાં નામો ઈંગ્રેજીમાં લખી આપી કેશવરાવે મારી જવાની સર્વે તૈયારી કરી આપી, અને હું અમુક ગાડીએ ઊપડીશ એવો ગોખલે પર તાર કર્યો. સ્ટેશનથી સિનેકટાડી સુધી કેવી રીતે જવું તેનો એક નકશો કાઢીને ગોખલેએ મને મોકલ્યો હતો. આટલી પૂર્વતૈયારી સાથે હુ પ્રવાસ માટે ઊપડી.

*

## પ્રકરણ અઢારમું

### છ દિવસનો આગગાડીનો પ્રવાસ

હિંદુસ્તાનમાં મેં અનેક વાર દૂર દૂરના પ્રાંતોમાં આશ્રમ માટે એકલાં પ્રવાસ કર્યો હતો; પણ દેશના અને અમેરિકાના પ્રવાસોમાં મોટો ફેરક એ હતો કે હિંદુસ્તાનની માફક મને અમેરિકાની ભાષા આવડતી નહોતી. અમેરિકાના રીતરિવાજોથી હું તદ્દન અજાણી હતી અને મારા વનસ્પતિ આહારને લીધે મને

માંસાહારી દેશમાં પ્રવાસ કરતાં પગલે પગલે અનેક અડચણો આવવાનો સંભવ હતો. આ સર્વ અડચણોનો અનુભવ મને પ્રવાસમાં પૂર્ણપણે થયા. આગગાડીમાં સાથે ડાઇનિંગ કાર (જમવાનો ડબ્બો) હોય છે. ત્યાં જઈ હું રોજ સવારે પાઉં, માખણ અને ચા લેતી, એટલાના ૧૨ આના પડતા. આ પછી હું બીજા દિવસની સવાર સુધી કંઈ જ ખાતી નહિ. સાથે બિસ્કિટનો ડબ્બો અને ફળો રાખેલાં હતાં, પણ તેની મને વિશેષ જરૂર પડી નહિ. સાંજને વખતે મગફળી (Pea-Nuts) ના દાણાનાં અઢી આનાનાં પડીકાં સ્ટેશન પર વેચાવા આવતાં, તેમાંથી હું એક લેતી. આ મારો સાંજનો ખોરાક હતો. આ રીતે મેં ૭ દિવસ કાઢયા.

ત્રણ દિવસ પછી મારે શિકાગો સ્ટેશને અને ત્યારબાદ એક દિવસે બફેલો સ્ટેશને ગાડી બદલવી પડી હતી. ગાડી બદલવી એ મારે માટે એક મોટા સંકટની વાત હતી. " I am Indian. I have no language. Will you help me to change the car ? " [હું હિંદી છું. મારી પાસે ભાષા નથી. ડબ્બો બદલવામાં મને મદદ કરશો ?] આવું ભાંગ્યુંતૂટયું બોલી હું કોઈ અમેરિકન સ્ત્રીની મદદથી ગાડી બદલતી. આવી રીતે પ્રવાસ કરતાં કરતાં હું ૭ દિવસે રાત્રે ૧૧ વાગે સિનેકટાડી સ્ટેશને આવી પહોંચી. સ્ટેશન પરથી ગોખલેને ઘેર જવાના રસ્તાનો નકશો ગોખલેએ મોકલેલો મારી પાસે હતો. પણ એ નકશાની મદદથી હું રાત્રે ૧૧ વાગે ગોખલેને ઘેર એકલી જાઉં કેવી રીતે એની મને ચિંતા થવા લાગી. સ્ટેશન પર ઊતર્યા પછી ઉતારૂઓની ગરબડ ઓછી થયા પછી હું સ્ટેશનમાસ્તર પાસે ગઈ. સ્ટેશનમાસ્તર ઊંચા, હષ્ટપુષ્ટ અને સજ્જન ગૃહસ્થ હતા. તેમની પાસે હું ગઈ અને તેમને નકશો બતાવી: " I want to go here, " [મારે અહીં જવું છે] એમ મેં તેમને કહ્યું. તેમણે મને સામેના બાંકડા ઉપર બેસવાની નિશાની કરી. હું બે કલાક ત્યાં જ બેઠી અને સ્ટેશનમાસ્તર મારી શું વ્યવસ્થા કરે છે તેની ચિંતામાં હતી, ત્યાં એમના હાથ

નીચેના બે મદદનીશો આવ્યા. તેમણે મને ગોખલેને ત્યાં પહોંચાડવા તેમને કહ્યું. ગોખલેનું ઘર નજીક જ હતું. અને અમે ત્યાં ચાલતાં જ ગયાં. મારી સાથે આવેલા સ્ટેશનના નોકરે બારણું ઠોક્યું, પણ દશ મિનીટ થઈ ગઈ તો યે કંઈ જ જવાબ મળ્યો નહિ. બહાર ઠંડી અતિશય પડતી હતી. અમારા બધાના પગ કળવા લાગ્યા, અને સ્ટેશન પરથી આવેલા માણસો પાછા જવાને અધીરા બન્યા.

ઘર ભૂલી કે શું એવી મારા મનમાં શંકા ઉત્પન્ન થઇ અને તેમ થયું તો મારું હવે શું થશે, એવી ચિંતા જાગી. પણ મેં જાતે આગળ જઈ એક વાર ખૂબ જોરથી બારણું ખખડાવ્યું તેને લીધે અંદરથી એક ગૃહસ્થે આવીને બારણું ઉઘાડયું. જે ઘરમાં ગોખલે રહેતા હતા તેને ભોંયતળિયે એક મિશનરી રહેતા હતા. તેમણે આવીને બારણું ઉઘાડયું હતું. મને પહેલાં લાગ્યું કે આ જ ગોખલે હશે, અમેરિકામાં રહીને ખૂબ લઠ્ઠ બન્યા હશે. અને ત્યાંની પદ્ધતિ પ્રમાણે મૂછો કઢાવી નાખી હશે, એવી મારી સમજૂત થઈ. એ નાતાલના દિવસો હોવાથી તેમણે મને એક કેન્ડી (એક જાતની મિઠાઈ) નો ટુકડો ખાવાને આપ્યો અને ઉપર જઇને ગોખલેને ઉઠાડયા. એ જ્યારે ગોખલેને ઉઠાડવા ઉપર ગયા ત્યારે એ ગોખલે છે એ મારી ગેરસમજ દૂર થઈ. ગોખલે નીચે આવ્યા અને પોતાની ઓરડીની પાસે એક જુદી ઓરડીમાં મારી વ્યવસ્થા કરી હતી ત્યાં મને લઈ ગયા. ઘરધણિયાણી મિસિસ સિકોરબાઈ સાથે મારી ઓળખાણ કરાવી આપી અને, "મારે સવારે વહેલા કામ પર જવાનું હોવાને લીધે તમે આ બાઈની બરાબર કાળજી લેજો અને એમને જે જોઇએ તે આપજો" એમ કહ્યું. મને આપેલી ઓરડીની પથારી સારી ન હોવાથી ગોખલેએ પોતાની પથારી મારે માટે નાખવાનું કહી પોતે મિશનરી મિત્રને ત્યાં જઇને સૂઈ ગયા.

પ્રો. ગોખલેને કેશવરાવે બર્કલેથી મારા ઉપડયા બાબતનો તાર કરેલો હતો, પણ હું સિનેકટાડી ક્યારે પહોંચીશ તેની એમને જાણ ન

થવાથી તે સ્ટેશન ઉપર આવી શક્યા નહિ અને તેથી મારી ઉપર મુંજ્ઝ દશા થઈ, એમ પાછળથી માલમ પડયું.

*

## પ્રકરણ ઓગણીસમું

### સિનેક્ટાડીના અનુભવો

સિનેક્ટાડીથી ન્યૂયોર્ક જવા માટે આગગાડીને ૧૨ કલાક લાગે છે. આ શહેરમાં જનરલ ઇલેક્ટ્રિક કંપની એ નામનું એક વીજળી ઉત્પન્ન કરનારું મોટું કારખાનું છે. તે કારખાનામાં ૨૬૦૦૦ માણસો કામ કરે છે. પ્રો. ગોખલે આ કારખાનામાં ઇલેક્ટ્રિકલ ઇજીનિયર હતા. તેમનો માસિક ૫૦૦ રૂપિયા પગાર હતો. પ્રો. ગોખલે પોતાની ફુરસદનો વખત મજૂરવર્ગની ઉન્નતિ કરવામાં ગાળતા. એમણે 'બેકારી' ( Unemployment ) નામનું એક પુસ્તક પણ અમેરિકામાં પ્રસિદ્ધ કર્યું છે.

પ્રો. ગોખલેની ઘરધણિયાણીનું નામ સિકોરબાઈ હતું. તેના ઘરમાં સાત-આઠ ભાડૂતો હતાં. તેને બે દીકરી અને એક દીકરો હતો. એ જ ઘરમાં મને એક ઓરડી આપવામાં આવી હતી. પ્રો. ગોખલેના કહેવાથી સિકોરબાઈ મને જોઈતી મદદ આપતાં, અને બજારમાંથી પોતાની છોકરી પાસે દૂધ ચોખા મંગાવી આપતાં. હું દિવસમાં એક વાર ક્યારેક ક્યારેક સગડી પર ભાત રાંધી ખાતી, પણ મારો દરરોજનો ખોરાક પાઉં, માખણ અને દૂધનો હતો. મારાથી અમેરિકામાં ઘરધાટીનું કામ કરી શકાય એ હેતુથી ગોખલેની વિનંતિથી સિકોરબાઈએ મને એ વિષયના પદાર્થપાઠો આપવાની શરૂઆત કરી હતી. આ રીતે મેં બે મહિના બાઈ પાસે ગાળ્યા. પછી પ્રો. ગોખલેના ઉપર ભારરૂપ થઈ રહેવાનો મને કંટાળો આવ્યો અને કંઈ પણ કામ શોધી કાઢવાની તૈયારીમાં હું પડી. મેં સિકોર-

બાઈને કંઈ પણ નોકરી શોધી આપવા વિનતિ કરી. તેણે છાપા-ઓમા આવતી જાહેરખબરો જોઈ મારે લાયકનુ કામ ખોળના માડ્યું.

સિકોરબાઈના પ્રયત્નથી મને જે પહેલું કામ મળ્યુ તે એક યાહુદી ડૉક્તરને ત્યાં હતું. એમને ત્યા સવારે આઠ વાગ્યાથી સાજે ચાર વાગ્યા સુધી ઘરઘાટણના બધા કામો કરવા પડતા. આ કામ માટે મારો અઠવાડિયાના ૩ ડૉલર એટલે લગભગ ૯ રૂપિયા પગાર નક્કી કર્યો હતો. મેં અહીં એક અઠવાડિયુ કામ કર્યું. ત્યારપછી પ્રો. ગોખલેના એક ઓળખીતા અપલમન નામના યાહુદી ડૉક્તરને ત્યા કામ મળ્યુ. તેમને ઘેર પણ ઘરગથુ નોકરનુ કામ કરતી. આગલો વખત સુધી અમેરિકન બાળકોને કપડા કેવી રીતે પહેરાવવા તે હુ જાણતી નહોતી, તે મને શેઠાણીએ શીખવ્યુ અને પછી હુ રોજ શેઠના દોઢ વર્ષના છોકરાને અને ત્રણ તથા ૭ વર્ષની છોકરીઓને પોશાક પહેરાવતી. આ ઘરમા મારી રહેવાની વ્યવસ્થા સાધારણ ઠીક હતી, પણ મને અહીં ત્રણચાર દિવસમા તાવ આવવા માડ્યો તેથી મારે એ ઘર છોડવુ પડ્યુ.

આ પછી સિકોરબાઈએ પોતાના ઘરથી ટ્રામથી એક કલાકમા પહોચાય એટલે દૂર સ્કોશિયો નામના ગામમા જનરલ ઈલેક્ટ્રિકમા મોટા અધિકાર ધરાવનાર ડેવિડ નામના એક ગૃહસ્થને ત્યા કામ શોધી આપ્યુ આ મારા શેઠ શ્રીમત હતા મને રહેવા માટે એક જુદી ઓરડી આપવામા આવી હતી, અને મારી જમવાની વ્યવસ્થા પણ મારી ઈચ્છા મુજબ રાખવા દેવામા આવી હતી. આ ઘરમા મને અઠવાડિયાના ૫ ડૉલર એટલે ૧૫ રૂપિયા મળતા મે એ ઘેર પાચ અઠવાડિયા કામ કર્યું, પણ આ રીતે ઘાટણનુ કામ કરી, મારો અમેરિકન કુટુબો સાથે ઓળખાણ કરી લેવાનો હેતુ અને ઈગ્રેજી શિક્ષણનો હેતુ સાધ્ય થવો મને શકય લાગ્યો નહિ, અને તેથી હુ અમેરિકન કુટુંબ સાથે ઓળખાણ કરવા સારુ શુ ઉપાય કરવો

એના વિચારમાં હતી ત્યાં મને એક ઉત્તમ યુક્તિ સૂઝી. અમેરિકામાં સ્ત્રીઓ ચોપડીઓ વેચી પૈસા મેળવે છે એવું મેં સાંભળ્યું હતું. પ્રો. ગોખલેએ અમેરિકામાં મજૂરો માટે લખેલું "અનએમ્પ્લોયમેંટ" નામનું પુસ્તક છપાઈને આવ્યું હતું અને તેની ઘણી પ્રતો વગર વેચાયેલી ઘેર જ પડી હતી. એક રવિવારે હું સિદ્ધારભાઈને ત્યાં પ્રો. ગોખલેને મળવા ગઈ અને તેમને ચોપડીઓ વેચવાનો અનુભવ લેવાની મારી યોજના સંભળાવી. તેમને મારી કલ્પના પસંદ પડી અને પ્રયોગ દાખલ એમણે મને પોતાનાં દશ પુસ્તકો આપ્યાં. અમેરિકામા ટાઢને લીધે ઘરનાં બારણાં બંધ રાખવાનો રિવાજ હોય છે તેથી ઘરમાં જવા ઇચ્છનારને બારણું ખખડાવવું અથવા ઘંટડી વગાડવી પડે છે. આથી સ્ત્રીઓની ઓળખાણ કરવી હોય તો બારણું ઉઘડાવવાને કંઈ પણ નિમિત્ત જોઈએ. પુસ્તક વેચવાને બહાને મને આ નિમિત્ત મળી ગયું. ડેવિડના ઘરના કામથી પરવારીને હું બપોરે ત્રણ વાગે પુસ્તકો લઈને બહાર નીકળતી અને જુદે જુદે ઘેર જઈને ઘંટડી વગાડી બારણું ઉઘડાવતી અને 'પુસ્તક લેશો કે?' એમ પૂછી ઘરની ધણિયાણી સાથે ઓળખાણ કરતી. આ રીતે મેં પ્રો. ગોખલેના પુસ્તકની આશરે ૪૦ નકલો વેચી અને કેટલીક ઓળખાણ કરી લીધી. પુસ્તકો વેચવાનું કામ ચાલુ હતું તેવામાં, ડેવિડની જૂની બાઈ આવી જવાથી હું ત્યાંથી છૂટી થઈ. પણ ડેવિડને ત્યાં હતી ત્યારે જ જનરલ ઇલેક્ટ્રિકના કારખાનામાં કામ કરતા મિસ્ટર એન્ડ્રુઝનાં પત્ની મિસિસ એન્ડ્રુઝની અને મારી ઓળખાણ થઈ હતી અને તેમને બાઈની જરૂર હતી તેથી મેં એમને ઘેર નોકરી સ્વીકારી. મેં એમને ઘેર પાંચ છ અઠવાડિયાં કામ કર્યું. તેમને મારું કામ ખૂબ પસંદ પડ્યું હતું. તે ઠેકાણે મને રહેવાને ઓરડી પણ સરસ મળી હતી; પણ એ ગૃહસ્થની બદલી બોસ્ટનમાં થવાથી મને ફરીથી કામ શોધવાનો પ્રસંગ આવ્યો. અમેરિકામાં જુદાં જુદાં કુટુંબોમાં ઘરકામનું કામ કરતી હતી ત્યારે મને પ્રત્યેક ઘેરથી

-ભલામણપત્ર મળતા હતા. તેમાંથી એન્સબાઇએ મને આપેલા ભલામણપત્રની નકલ નમૂનારૂપે હું અહીં આપું છું:

૨૯ મે, ૧૯૧૯

પાર્વતીબાઈ આઠવલે પોતાના કામમાં અત્યંત પ્રામાણિક, વિશ્વાસુ અને સુશીલ જણાયાં છે. કોઈ પણ ઘરમાં સામાન્ય ઘરગથુ નોકરનાં કામો તે કરી શકશે એનો મને વિશ્વાસ છે.

ફ્રેન્ક એચ. એન્સ
સિનેકટાડી, ન્યૂયૉર્ક.

એન્સબાઈના ઘરનુ કામ છૂટયા પછી સિકોરબાઈએ મને ત્યાંની તરુણ ખ્રિસ્તી ભગિની મંડળ મારફતે એક મોટી ઈસ્પિતાલમાં રકાબીઓ વીછળવાનું કામ અપાવ્યું. અહીં મને અઠવાડિયે ૧૫ રૂપિયા પગાર મળવાનો હતો.

જે ઈસ્પિતાલમાં મારે જવાનુ હતું, ત્યાનો ટ્રામનો રસ્તો મેં સિકોરબાઈ તથા પ્રો. ગોખલે પાસેથી જાણી લીધો. ત્યા જવાના એત્રણ દિવસ પૂર્વે મારે દિલે પિત્તને લીધે ઢાળવા ઊઠવા લાગ્યા હતા અને તેને લીધે ખજવાળ આવવા લાગી હતી. હિંદુસ્તાન છોડ્યુ ત્યારથી ચારપાંચ મહિના સુધી મેં કેવળ દૂધ, પાઉં, માખણ અને ફળ ઉપર ચલાવ્યું હતું. વચ્ચે વચ્ચે ભાત કરતી. ખોરાકમાં ફરક પડવાથી અને નવાં હવાપાણીથી મને પિત્ત થયુ હોય એમ લાગ્યું. પણ આપોઆપ આવેલી ઈસ્પિતાલની નોકરી તબિયતને કારણે છોડવી તે ઠીક નહિ, એવા વિચારથી અને જલદી સારું થઈ જશે એવી આશાથી હું રવિવારે સવારે દવાખાનામા રજૂ થઈ ગઈ અને ત્યાંની મુખ્ય બાઈએ મને મારા ધાટણના કામથી વાકેફગાર કરી દીધી, અને મેં આખે દિલે પિત્તને લીધે ખજવાળ આવતી હતી છતાં તે સંભાળી લીધું.

હું જે ઈસ્પિતાલમાં કામ કરવા આવી હતી તે બહુ મોટું બે માળવાળું મકાન હતું, અને આશરે ૫૦૦ દરદીઓની સગવડ

હતી. પહેલે અને બીજે માળે દરદીઓની સગવડ રાખેલી હતી ભોંય-
તળિયે રસોડું અને નોકરચાકરને રહેવાની ઓરડીઓ હતી. આ
ઓરડીઓ પૈકી જે ઓરડીમાંથી ઉપલા માળ ઉપર ઉષ્ણતા બાળવવા
વરાળના મોટા મોટા નળો લઇ જવામા આવ્યા હતા તે ઓરડી
મારે નસીબે આવી. ઓરડીની હવા ગોંધાયેલી, અજવાળું સાધારણ,
અને બિછાના પર વચ્ચે વચ્ચે વરાળના નળમાથી બાફનું પાણી થઇ
ટપકતું—આવી સ્થિતિ હતી. અમેરિકામા આવી ત્યારથી આજ
સુધીમા આવી નમૂનેદાર ઓરડી મને મળી નહોતી.

આ હૉસ્પિટલમાં એકંદર ૧૦૦ સેવિકા હતી. ધારણા કરતા
એમની રહેવાની તથા ખાવાની વ્યવસ્થા વધારે સારા પ્રકારની હતી.
ચાકરણ, ધોબણ અને રસોઇયણ, એ બધાને માટે ભોંયતળિયે જમવા
માટે એક સંયુક્ત ટેબલ નાખેલું હતું અને તેમને માટે પાછળ કહેલી
નીચેની ગોંધાયેલી હવાવાળી ઓરડીઓમાં વ્યવસ્થા કરેલી હતી.
રકાબીઓ વીછળવા માટે મને પહેલે માળે એક રકાબી વીછળનારી
મુખ્ય બાઈના હાથ નીચે કામ કરવા જવુ પડતું. અમેરિકામાં દરેક
રોગીને જુદી જુદી વાનીઓ જુદી જુદી રકાબીમા ખાવા આપે છે,
તેથી રોજની હજારો રકાબીઓ ધોવાની થાય છે. રકાબી વીછળવાને
માટે જે જે જગ્યા મુકરર કરેલી હતી ત્યા નળમાથી ગરમ પાણી
પુષ્કળ આવતુ, અને આ કામ કરવામા જેને કુશળતા પ્રાપ્ત ન થઇ
હોય તેને શરૂઆતમા આ કામ બહુ કઠણ લાગવાનો સંભવ છે.

કામની અને રહેવાની આવી પરિસ્થિતિમા હુ નાદુરસ્ત તબિયત
છતા કામે ચડી. ચેળ આવતી હતી તોયે થોડી વારે સારુ લાગશે એ આશા
પર કામની શરૂઆત કરી. પણ રકાબી વીછળવાની ઓરડીમાં ગરમ
પાણીના બાફથી ઊકળાટ થતો હતો. રકાબીઓ ધોવાને ઠેકાણે રકાબીમાંનો
વધેલો ખોરાક કાઢીને ત્યા જ મૂકેલો તેમાથી દુર્ગંધ છૂટતી હતી. આ
સ્થિતિમા મારાં ચેળ અને પિત્ત વધી ગયા અને ઊકળાટને લીધે મને

ઊલટી આવવા લાગી. હું જેમ તેમ કરી મારી નમૂનેદાર ઓરડીમાં ગઇ. ત્યાં આગળ બિછાના પર બાફના નળમાંથી પાણી ટપકતું જોયું ત્યારે ઓલામાંથી ચૂલામાં પડવા જેવું લાગ્યું; પણ શું કરી શકાય? હું તેવી જ પથારીમાં પડી અને બટન દાબીને મુખ્ય બાઈને બોલાવી. એ બહુ જ સારી બાઇ હતી. તેણે મારા શરીરે હાથ ફેરવી મને ખૂબ ધીરજ આપી અને ડૉક્તરને બોલાવી મારી તબિયત તપાસરાવી. ડૉક્તરે પિત્તનો વિકાર છે એમ જણાવી પહેલાં ગરમ પાણીએ નાહવા સૂચના કરી અને તેથી ખજવાળ ઓછી થશે એમ કહ્યું. મારી ઓરડીથી નાહવાની ઓરડી ૨૦૦ પગલાં દૂર હતી, ત્યાં જઇ હું નાહી, પણ તેને લીધે મને ચક્કર આવી અંધારાં આવવા લાગ્યાં. આને લીધે હું નાહવાની ઓરડી આગળથી મારી સુવાની ઓરડી આગળ કેમ પહોંચીશ એમ મને થયું. એટલામાં અમારી મુખ્ય બાઈ કર્મધર્મસંયોગે મને ત્યાં કંઇ કામે આવેલી દેખાઇ અને તેને મેં મારી પાસે આવવા નિશાની કરી. પછી મને મૂર્ચ્છા આવી અને પછી શું થયું તેની પાછળથી ખબર પડી. મને દરદીઓને લઇ જવાની ખુરશી પર મારી ઓરડી સુધી લઇ ગયા. ઓરડીના બારણા આગળ મને ઊલટી થઈ અને નર્સે વાસણ આપ્યું અને પછીથી બધી વ્યવસ્થા કરી અને મને ઓરડીમાંના ખાટલા પર સુવાડી. હું મારી ઓરડીમાં પથારીવશ જ હતી. ઉપર કહ્યા પ્રમાણે ઓરડીમાં ખૂબ કોહવાટ અને બફારાની વાસથી મને મંદવાડમાં બહુ ત્રાસ થયો. મારી ઓરડી ભોંયતળિયે હતી અને રસોડું પણ ત્યાં જ હતું તેમાં દરદીઓને સારૂ રોજ ગાડાં ને ગાડાં ભરીને તાજાં માંસ અને માછલાં આવતાં અને તેની દુર્ગંધ મારે મંદવાડમાં સહન કરવી પડતી. ઇસ્પિતાલમાં હું રકાબીઓ 'વીછળવા માટે રહી ખરી, પણ ત્યાં માંદી પડી મારીજ રકાબીઓ એમને ધોવી પડશે એની મને કલ્પના પણ નહોતી. મારા મંદવાડમાં મુખ્ય બાઇએ મારી સારી સંભાળ લીધી. મારી પાસે આવીને તે બેસતી. હું તેમને કહેતી: "કામ ઉપર આવી

અને હું પેતે જ માંદી પડી તેની મને બહુ શરમ લાગે છે." ત્યારે તે કહેતી "You are very clean. You are a high caste woman. You are not used to do this kind of work. It is better you should go." [તું ઉચ્ચ જાતિની સ્ત્રી હોઇ તારી રહેણી બહુ સ્વચ્છ છે. તારાથી આવાં ગંદાં કામો થઈ શકશે નહિ. બીજું કામ ખોળશે તો ઠીક.] ઇસ્પિતાલના ડૉક્તરથી જ્યારે મને કંઇ ફાયદો ન થયો ત્યારે બાઇએ પોતાની ઓળખાણના એક બહારના ડૉક્તરને બોલાવ્યો અને તેણે મારી તબિયત જોઈ અને દવા આપવા માંડી. હું કેવળ અજાણી સ્ત્રી હોવા છતાં આ અમેરિકન બાઈએ પોતાની સગી હોય તેમ જ મારી સંભાળ લીધી તેથી અમેરિકન સ્ત્રીઓ વિષે મને અતિશય આદર થયો.

આશરે ૭ દિવસે મારી તબિયત સુધરી. પછી એક દહાડો એ બાઈ મને બહાર ફરવા લઈ ગઈ. એની ઓળખીતી એક મિસિસ બૉલ્ડવિનના ઘર આગળથી અમે જતાં હતાં તેટલામાં મિસિસ બૉલ્ડવિને અમને જોયાં અને ' કેમ છો; ઠીક છોને " વગેરે મુખ્ય બાઇને સવાલ કર્યા અને મારે વિષે પણ પૂછ્યું. મુખ્ય બાઇએ મારી બધી હકીકત કહી અને જો કોઇ ઘરગથ્થુ ધારણની નોકરી હોય તો મારે જોઈએ છે, એમ પણ જણાવ્યું. મિસિસ બૉલ્ડવિનને એક નોકર તથા પીરસનારીની જરૂર હતી. તેણે તરત જ મને રાખી લેવાનું ઠરાવી આજે સામાન લઈ હાજર થવા કહ્યું. હું તે મુજબ પાછી જઇ સામાન લઈ હાજર થઈ ગઈ. આ રીતે ઇસ્પિતાલની રકાબી વીછળનારની નોકરીનું રાજીનામું આપી મેં મુખ્ય બાઇની અતિશય પ્રેમભરી વિદાય લીધી

મિહેરબાઈ અને પ્રો. ગોખલેને મારા મંદવાડની હકીકત મેં જાણી જોઇને જણાવી નહોતી; કારણ, તેમને નિષ્કારણ ત્રાસ આપવા કરતાં હું ઇસ્પિતાલમાં જ ઠીક છું, એમ મને લાગ્યું. સારું થયા બાદ

જ્યારે મને નવું કામ મળ્યું ત્યારે બધી હકીકત મેં એમને જણાવી.

મને મળેલું નવું ઘર બહુ સારું હતું. મારા શેઠ મિસ્તર બોલ્ડવિનને જનરલ ઇલિક્ટ્રિકમાં મોટા પગારની નોકરી હતી. શેઠાણી પણ બહુ આનંદી અને પ્રેમાળ હતી.

અમેરિકામાં જેટલી નોકરીઓ મેં કરી તેમાં આ ઘર મને સૌથી વધારે ગમ્યું. પણ દૈવનું ચક્ર અહીં પણ મારી પાછળ આવ્યું અને કોઈ દિવસ સ્વપ્નમાં યે ધારેલું નહિ એવી રીતે અમેરિકામાંથી ગાંસડાં–પોટલાં ઉપાડવાનો સંજોગ મારા ઉપર આવ્યો. અને તેમાંથી બહુ મુશ્કેલીથી હું છૂટી.

*

# પ્રકરણ વીસમું

## અમેરિકામાંથી ઉઠાંગરીનો પ્રસંગ

મિસિસ બોલ્ડવિનને ત્યાં મને રહેવાને જુદી ઓરડી આપવામાં આવી હતી, અને મારી ખાવાપીવાની વ્યવસ્થા મારી ઈચ્છા મુજબ કરવાને મને સ્વતંત્રતા હતી. રસોઈયણ બાઈ નોર્વેની* રહીશ હતી. એ બાઈ મારા ઉપર બહુ પ્રેમ રાખતી, અને હું શાકાહારી હોવાથી મારે માટે એને બહુ માન હતું. મારી શેઠાણીને અનુક્રમે બાર અને આઠ વર્ષનાં બે બાળકો હતાં. તેમને કપડાં પહેરાવવાં અને ઘરનું બીજું સામાન્ય કામ કરવું, એ મને સોંપેલી ફરજો હતી. નોર્વેજિન રસોઈયણ અને હિંદી ધાટણ એવી નોકરોની જોડ બોલ્ડવિન સાહેબને મળી હતી. અમે જો કે નોકર હતાં તોપણ અમારી રહેવાની વ્યવસ્થા હિંદુસ્તાનના એકાદ કલેકટરના ઘરના જેવી હતી.

* યુરોપની ઉત્તરનો એક દેશ છે. ત્યાંની ભાષા ઇંગ્રેજીથી સાવ નોખી છે.

જો કે અમે સામાન્ય ઘરગથુ નોકરનાં કામો કરતાં હતાં છતાં અમારી શેઠાણી અમને બહુ પ્રેમથી અને સમાન બુદ્ધિથી રાખતી.

આ રીતે મારો વખત બહુ આનંદથી જતો હતો, ત્યાં એક દિવસ એક બંગાળી વિદ્યાર્થીએ મને ટેલીફોન કરીને મળવા માટે બોલાવી. આ બંગાળી ગૃહસ્થ ત્યાંના વીજળીના કારખાનામાં વિદ્યુત્‌શાસ્ત્ર શીખવા માટે હિંદુસ્તાનથી આવ્યા હતા, અને મારા શેઠ બૉલ્ડવિન મારફતે તેમણે મારી બધી હકીકત જાણી હતી. એક શનિવારે હું તેમને મળવા ગઈ ત્યારે મારી અને એમની વચ્ચે નીચે પ્રમાણે સંવાદ થયો.

બંગાળી વિદ્યાર્થી : તમને પ્રો. કર્વેએ અમેરિકા મોકલવાની ભૂલ કેમ કરી ?

હું : અમેરિકાની શિક્ષણસંસ્થાઓ જોવા અને ઇંગ્રેજીનું જ્ઞાન મેળવવા એમણે મને અહીં મોકલી છે.

બં. વિ. : તમને ઉચ્ચ બ્રાહ્મણકુળમાં જન્મ મળેલો હોવા છતાં તમે આ પ્રમાણે યવનોને ત્યાં કેમ નોકરી કરો છો ?

હું : હું કંઈ કોઈને ત્યાં ચોરી કરતી નથી. પ્રામાણિકપણે કામ કરી મારી આજીવિકા મેળવું અને ફુરસદને વખતે મારો હેતુ સાધવા પ્રયત્ન કરું છું. તેમાં શું ખોટું કરું છું, વારું ?

બં. વિ. : તમે આ દેશમાં કામ મેળવવા માટે બાર ઘર ને તેર ઓટલા ભાંગતાં શું કામ ફરો છો ? તમે આ દેશમાં રહો નહિ. તમારા આવા કામથી અમને હિંદીઓને બહુ શરમાવા જેવુ થયું છે.

હું : મને તમારા જેટલું જ દેશ માટે અભિમાન છે, અને મેં નિર્વાહ માટે બીજા હિંદી વિદ્યાર્થીઓની માફક સ્વાવલંબનનો માર્ગ સ્વીકાર્યો છે. એમાં શરમાવા જેવુ મને કશું જ લાગતું નથી. ઊલટું, ભૂષણરૂપ લાગે છે.

બં. વિ. : એવું બેવું કંઈ નહિ. તમને શરમ ન લાગતી હોય તો યે તમે અમેરિકામાં ઘાટણનું કામ સ્વીકારી યવનને ઘેર પ્યાલા રકાબી વીછળો એ વાત બ્રાહ્મણને કલંક લગાડનારી છે. તમારે અહીંથી સ્વદેશ જવું જ જોઇએ.

હું : મારી પાસે હિંદુસ્તાન પાછા જવા પૈસા નથી. તમારાથી કંઈ વ્યવસ્થા થાય તો જોજો, તો પછી હું એનો વિચાર કરીશ.

લગભગ ઉપર કહ્યા પ્રમાણે મારે અને બંગાળી વિદ્યાર્થીને ખૂબ વાતો થઈ. ખરું જોતાં મારા શેઠ બૉલ્ડવિન સાહેબ એ જન્મે નહિ તોપણ એમની સાત્ત્વિક વૃત્તિથી અને ગુણથી બ્રાહ્મણ જ હતા, અને મને એમને ઘેર કામ કરવામાં કંઈ જ હલકાપણું લાગતું નહોતું. મેં બીજા વિદ્યાર્થીઓની જેમ જ આ સ્વાવલંબનનો માર્ગ સ્વીકાર્યો હતો, પણ આપણા આ બંગાળી બંધુને આ માર્ગ ખૂબ લજ્જાસ્પદ લાગ્યો અને એને મને મારી મચડીને હિંદુસ્તાન મોકલી દેવા માટે કટિબદ્ધ થયેલો જોઈ મારા મનમાં એક નવી ચિંતા ઉત્પન્ન થઈ. મારા આ નવા થયેલા બંગાળી ભાઇએ પ્રો. શંકરરાવ ગોખલેને મળી વૃથા દેશાભિમાનનું અને ખોટા ભગિનીપ્રેમનું પોતાનું સર્વ પુરાણ કહ્યું અને તેમણે પણ કોઈ સોબત મળતી હોય તો પ્રવાસખર્ચની વ્યવસ્થા હું કરીશ, એમ એ બંગાળી બંધુની કટકટમાંથી છૂટવા માટે કહ્યું. શંકરરાવની આ અકલ્પિત સંમતિથી મારા આ બંગાળી બંધુને મારે વિષે લાગનારા પ્રેમમાં નવી ભરતી આવી અને એમણે મારી અમેરિકાથી સ્વદેશ પાછા જવાની ઇચ્છા છે કે નહિ એનો વિશેષ વિચાર ન કરતાં મારી ઉઠાંગરી કરવાની સર્વ વ્યવસ્થા મને ન પૂછતાં ચલાવી.

આ જ અરસામાં બ્રહ્મદેશનો બીઆન નામનો એક વિદ્યાર્થી સ્વદેશ જવા નીકળ્યો છે, એ વાતની મારા આ બંગાળી બંધુને ખબર પડી, અને એણે તેની સાથે મને મોકલવાનું ઠરાવી આગબોટની ટિકિટ વગેરે સુદ્ધાં લઈ લીધાં. પેટી અને ચામડાની બેગ લાવી મારા પેટના

દીકરાની જેમ મારો બધો સામાન બાંધવામાં તેણે મદદ કરવા માંડી. હું હવે જઈશ એમ ધારી શંકરરાવે પોતાનું વીજળીનું કારખાનું મને બતાવ્યું અને મારી ખૂબ પ્રેમથી રવાનગી કરી. મારા મનમાં જોકે અમેરિકાથી જવાનું નહોતું તોપણ મારા જવાથી એક બંગાળી બંધુનું સમાધાન થતું હોય તો આપણે આપણા સ્વાર્થને બાજુએ મૂકવો જોઈએ એમ મેં મારા મનમાં ઠરાવ્યું હતું. મારા આ બંગાળી બંધુએ પણ મારી રવાનગીની એટલી બધી તડામાર તૈયારી ચલાવી હતી, કે જો તે વખતે મેં ના કહી હોત તો પરદેશમાં પારકા લોકોની સામે બંગાળી પુરુષ વિરુદ્ધ મહારાષ્ટ્રીય સ્ત્રી એમ પરસ્પર કલહનું અને તમાસાનું એક નાનકડું નાટક થયું હોત. આ શોભા ( ! ) ટાળવાના હેતુથી મેં મારા બંગાળી બંધુને તેના સમાધાન માટે અને આત્મ-શાંતિ માટે મારો અમેરિકાના આયુષ્યનો સૂત્રધાર થવા દીધો. એ બતાવે તે રસ્તો, એ કરે તે પ્રમાણે એમ ઠરાવી હું આગળ વર્તવા લાગી. આપણા બંગાળી બંધુને હું આજીવિકા માટે બાર ઘર અને તેર ઓટલા કરતી ફરતી તે બહુ લજ્જાસ્પદ છે એમ ખરેખર મનથી લાગતું હતું, અને એનો હેતુ તદ્દન શુદ્ધ અને પ્રામાણિક હતો એમાં કંઈ જ શંકા નથી. મને સ્વદેશ પાછી મોકલવી એ તે એક ભગિની-કાર્ય સમજીને જ કરતો હતો એની મને પૂરી ખાતરી થઈ તેથી જ મેં વધારે વિરોધ ન કરતાં ઈશ્વર ઉપર ભાર નાખી, શું થાય છે તે જોવાનું ઠરાવ્યું અને ખૂબ દુઃખથી ઓલ્ડવિન કુટુંબના માણસો, મિસિસ બાઈ અને શંકરરાવ, એ પ્રેમાળ માણસોની છેવટની રજા લઈ હું આપણા બંગાળી બંધુ સાથે સિનિક્ટાડી છોડી ન્યુયોર્ક જવા નીકળી.

ન્યુયોર્ક આવ્યા પછી તરુણ ખ્રિસ્તી ભગિની મંડળની સંસ્થામાં મને મૂકવામાં આવી. ' જ્યાં મૂકશો ત્યાં રહીશ, અને કોઈને પણ મળવા જઈશ નહિ ' આ બે શરત પર મને આ સંસ્થામાં આણી અહીંની વ્યવસ્થાપક બાઈને સ્વાધીન કરવામાં આવી હતી. ત્યાં આવ્યા પછી બંગાળી બંધુએ " હું એક દક્ષિણી બાઈને યવનના ઘરની ગુલામ-

ગીરીમાંથી છોડાવી સ્વદેશ પાછી મોકલવા ન્યૂયોર્કમાં લાવ્યો છું અને તેને જોવી હોય તો ચાલો," એમ પોતાના ન્યૂયોર્કના મિત્રોને જણાવ્યું.. અને આની ખબર પડતાં જ ત્યાંના વેદાંત આશ્રમના સ્વામી બોધાનંદ અને સુરેન્દ્ર બોઝ એ નામના વિદ્યાર્થી અને એમના બીજા ત્રણ ચાર બંગાળી મિત્રો મારું દર્શન કરવા અને પોતાના મિત્રના પરાક્રમની વાહવાહ કરવા ત્યાં આવ્યા. એ બધાએ આવીને હું રાજીખુશીથી સ્વદેશ જાઉં છું કે કેમ તે પૂછ્યું. મેં કહ્યું: "ના, હું જે કામ સારૂ આવી હતી તે સિદ્ધ ન થતાં મારે જવું પડે છે તે મને ખૂબ લજ્જાસ્પદ લાગે છે." "તમે જુદે જુદે ઘેર કામ કરતાં કેમ ફરો છો?" આમ પ્રશ્ન પૂછતાંની સાથે, "જુદા જુદા કુટુંબના અનુભવ મળે એ ઉદ્દેશથી હુ એમ કરૂં છું. અને મને જ્યાં ઇગ્રેજી શીખવાનુ મળે અને અમેરિકાની જુદી જુદી સંસ્થા જોવાની તક જે ઠેકાણે મળે ત્યાં જ કામ કરવાની ઇચ્છા રાખું છું. પણ એવાં ઠેકાણાં બહુ થોડાં હોય માટે જુદે જુદે ઠેકાણે મારે જવુ પડે છે, એમાં મારો શુ દોષ છે?" એમ મેં એમને પૂછ્યુ. ત્યારે એ બોલ્યાઃ "તો પછી તમે સ્વદેશ આટલાં જલદી શું કામ જાઓ છો?" આમ પૂછ્યુ તેથી મેં કહ્યુ: "મારા બંગાળી બંધુને મેં એમ વચન આપ્યું છે અને મારા જવાથી એમના મનને શાંતિ થશે, એમ મારી ખાતરી છે; માટે ખૂબ નાખુશીથી જવાનુ મેં ઠરાવ્યુ છે."

સ્વામી બોધાનંદ અને સુરેન્દ્ર બોઝની મારી સાથે વાતચીત થયા પછી, મારા બંગાળી ભાઈ અને એ બધા મિત્રો વચ્ચે મારી ઇચ્છા વિરુદ્ધ, માત્ર હું નોકરી કરીને મારો નિર્વાહ કરું છુ એટલા જ કારણસર મને સ્વદેશ પાછી મોકલી દેવાનો વિચાર યોગ્ય છે કે અયોગ્ય, એ વિષય પર ચર્ચા શરૂ થઈ. એમની ચર્ચામાં સુરેન્દ્ર અને બીજા બંગાળી વિદ્યાર્થીઓનો અભિપ્રાય એવો થયો, કે બ્રાહ્મણ સ્ત્રીએ યવનને ઘેર ઘાટણનું કામ કરવું એમાં કશું જ અયોગ્ય નથી; જો. આપણે બ્રાહ્મણપુત્રો અનેક વાર યવનોને ત્યાં મજૂરીનુ કામ

કરીએ છીએ તો આપણી એક બહેન પોતાની આત્મોન્નતિ માટે આપણું અનુકરણ કરે તો તેમાં શો દોષ છે? સુરેન્દ્ર બાબુએ મને એક બાજુએ બોલાવીને કહ્યું, કે જો મારી રહેવાની ઇચ્છા હોય તો પોતાના મિત્રની વિરુદ્ધ જઈને પણ એ મને મદદ કરવા તૈયાર છે. પણ મેં એમને કહ્યું, કે હું રહીને મારા ભાઈને શત્રુ બનાવવા માગતી નથી. અને જવા બાબત મેં એમને આપેલું વચન ગમે તે થાય તોયે મારે પાળવું જોઇએ.

પછી એ મિત્રો વચ્ચે મને જબરજસ્તીથી સ્વદેશ મોકલી દેવાની ન્યાયાન્યાયની બાબતમાં વાદવિવાદ થયો. દરમિયાનમાં હું દક્ષિણી હોવાથી સુરેન્દ્રબાબુ ડૉ. હાર્ડીકરને બોલાવી લાવ્યા. હવે ડૉ. હાર્ડીકર બંગાળી બંધુ પાસેથી કેમ છોડાવશે અને આ કઠણ પરિસ્થિતિમાં શો માર્ગ લેશે તેની હું ચિંતા કરવા લાગી અને કંઇક આશા યે ઊપજી. ડૉ. હાર્ડીકરે મારી બધી હકીકત સાંભળી લીધી અને પછી બંગાળી મિત્રોને કહ્યું: "હું પાર્વતીબાઈની બધી જવાબદારી ઉઠાવી લેવા તૈયાર છું. એને તમે મારે સ્વાધીન કરો." સ્વામી બોધાનંદ અને સુરેન્દ્ર બોઝ મને ડૉ. હાર્ડીકરને સ્વાધીન કરી મારી ઇચ્છા વિરુદ્ધ સ્વદેશ ન મોકલવા મારા બંગાળી ભાઈને સમજાવવા લાગ્યા. આપણા બંગાળી ભાઈ હજૂ સુધી વાદવિવાદમાં બહુ ભાગ લેતા નહોતા, પણ જ્યારે એમણે ડૉ. હાર્ડીકરના આવવાથી પોતાના ભગિનીકાર્યમાં મોટું વિઘ્ન આવેલું જોયું ત્યારે તે બોલ્યા: "પાર્વતીબાઈ મને આપેલા વચનનો ભંગ કરે છે, અને હું એ બાઇને શંકરરાવ ગોખલેની પરવાનગી વિના તમારે સ્વાધીન કરવા તૈયાર નથી." આ ઉત્તર સાંભળતાં જ ડૉ. હાર્ડીકરે સિનેકટાડી ટેલીફોન કરી શંકરરાવ સાથે વાત કરવાનું ઠરાવ્યું અને તે પ્રમાણે એમણે બોલવાની શરૂઆત કરી. હવે શંકર-રાવ શું જવાબ આપે છે એની ઉપર મારું ભાવિ અવલંબેલું લાગ્યું અને એ ૧૫-૨૦ મિનિટ મારી અત્યંત ચિંતામાં ગઇ. "પાર્વતીબાઈ હવે નાનાં નથી; એમની ઇચ્છા હોય તેમ તે કરે," એમ શંકરરાવનો સંદેશો

આવવાથી.મારી આજુબાજુ ઘેરાયેલા નિરાશાના અંધકારમાં એક આશાનું કિરણ પ્રકાશ્યું અને મારા બંગાળી બંધુનું ભગિનીકાર્ય કરવાનું મનોરાજ્ય એકદમ ગબડી પડ્યું. એણે મારે માટે હિંદુસ્તાનની ટિકિટ પૈસા ભરીને કઢાવી રાખી હતી, એ પૈસા શંકરરાવે આપેલા હોવાથી એ પાછા કેમ મળશે તેની મને ચિંતા થવા લાગી. પણ બીજા બંગાળી ભાઈઓની ખટપટથી ૧૦-૧૨ ડૉલરનો દંડ ભરીને એ રકમ પાછી મેળવી શકાઈ અને તે મેં શંકરરાવને પાછા મોકલવાની વ્યવસ્થા કરી, ત્યારે મારો જીવ હેઠો બેઠો.

આ કઠણ પ્રસંગમાંથી હું ખરેખર જ મોટી મુશ્કેલીથી અને અણધાર્યા પુણ્યથી જ ઊગરી. આ પ્રસંગે મને મારા દક્ષિણીભાઈ તરફથી થયેલી મદદ હું કદી ભૂલીશ નહિ. ત્યારપછી મારા બંગાળી ભાઈ સિનેકટાડીમાં વિદ્યાભ્યાસ કરતા હોવાથી મારે ત્યાં પાછું જવું નહિ, એમ મેં ઠરાવ્યું; પણ ન્યૂયોર્કમાં જ રહી નવા મિત્રોની મદદથી કામ મેળવી મારો હેતુ બર લાવવાનો નિશ્ચય કર્યો, અને છેવટે બધા બંગાળી મિત્રોનો તેમજ પેલા ભાઈનો અંતઃકરણપૂર્વક આભાર માની મેં રજા લીધી.

*

# પ્રકરણ એકવીસમું

## ન્યૂયોર્કના અનુભવો

હું જે વખતે ન્યૂયોર્કમા રહેતી હતી તે વખતે લાલા લજપતરાય અને ડૉ. હાર્ડીકર 'યંગ ઇંડિયા ઑફિસ' દ્વારા હિંદુસ્તાન સંબંધી અમેરિકામા રાજકીય ચળવળનું કામ બહુ ખતપૂર્વક કરતા હતા. 'યંગ ઇંડિયા' સંસ્થા મારફત ન્યૂયોર્કમાં વસતા હિંદીઓને ઇંગ્રેજી શીખવવા માટે એક રાત્રિશાળા ચાલતી હતી, પણ હું ખ્રિસ્તી ભગિની મંડળની સંસ્થામાં રહેતી હોવાથી અને આ શાળા ત્યાંથી બહુ દૂર હોવાથી મારાથી તેનો વિશેષ લાભ લઈ શકાયો નહિ.

માલના આયાત અને નિકાસના એક વેપારી શ્રી. ઠક્કર સાથે લાલાજીએ મારો પરિચય 'યંગ ઈંડિયા' ઓફિસમાં કરાવી આપ્યો. અને એમને જો કંઈ ઘરકામ હોય તો મને રાખવા ભલામણ કરી. ઠક્કર ન્યૂયૉર્ક પાસે બ્રુકલિન શહેરમાં રહેતા હતા અને તેમણે એક આઇસલૅંડવાસી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. એને બે સુંદર છોકરાં હતાં. પહેલાનું નામ મનુ અને બીજાનું નામ વિક્રમાદિત્ય હતું. ઠક્કરને ઘેર રાંધવું, પાણી ભરવું, નાનાં બાળકોનું 'ડાયાપર' ઉર્ફે બાળોતિયાં ધોવાં એ કામ પર હું નિમાઇ. એમની પત્નીને ગુજરાત ભાવાઓ આવડતી હતી, પણ એમને એમનાં બીજાં કામોને લીધે અને મને માગ ઘરકામને લીધે શીખવા-શીખવવાને વખત જ નહોતો. એમને ત્યાં મેં ત્રણ અઠવાડિયાં કામ કર્યું. છેવટ એમને ત્યાં મારો ઉદ્દેશ સિદ્ધ થાય એમ ન લાગવાથી મેં તેમના મિત્ર બનાઈ સાથે ન્યૂયૉર્ક આવી નોકરી શોધવાનો પ્રયત્ન પાછો શરૂ કર્યો.

અમેરિકામાં નોકરી શોધવા માટે હું રસ્તા પર ચાલતાં 'ઓરડી ભાડે આપવાની છે' એવા પાટિયાવાળા ઘરો પર ચડતી અને બટન દબાવીને ઘરધણિયાણીને બોલાવતી અને તેની પાસે ઓરડી છે કે કેમ તેની અને કોઈ નોકરની જરૂર છે કે કેમ તેની, એમ બેવડી તપાસ કરતી. અમેરિકામાં કોઈ પણ ઘરમાં કામ સિવાય જઈ શકાતું નથી. બહારનાં બારણાં ટાઢને લીધે બંધ રાખવાનો રિવાજ છે. બટન દાબીને માત્ર નોકરીની તપાસ કરવી એ ત્યાંના શિષ્ટાચારની વિરુદ્ધ છે, માટે ઓરડીની તપાસ કરવા જવું જોઈએ. ઓરડી ન હોય તો ઘાટણનું કામ કરી હું ભાડું આપીશ એવી રીતે નોકરીનો પ્રશ્ન આગળ ધરવો, આવો ક્રમ મેં રાખેલો હતો. આ ક્રમ પ્રમાણે એક દિવસ 'ભાડે આપવાની ઓરડીઓ' એવું પાટિયું વાંચી મેં એક ઘરના આગલા દરવાજાનું બટન દબાવ્યું, એટલે એક સ્કૉચ બાઇ બારણું ઉઘાડી બહાર આવ્યાં. એમનું નામ મિસિસ મરે હતું. એમના પતિ ગામડામાં ખેતીનું કામ કરતા. આ બાઈ પાસે મારે લાયકનું કામ હોવાથી એણે

મને તરત જ નોકરીમાં રાખી લીધી. આ બાઈના ઘરમાં ૧૫ ઓરડીઓ હતી અને ૧૮ ભાડૂત રહેતા હતા. આ ઘરમાં મને ઝાડઝૂડનુ કામ એટલે અમેરિકામાં જેને 'ચેંબર વર્ક' કહે છે તે મળ્યુ.

અમેરિકામાં ગરીબ સ્થિતિના કુટુંબો ધીચ વસ્તીવાળા રસ્તા પર મોટા ઘરો ભાડે રાખે છે અને એને ટેબલ, ખુરશી, પલગ અને કબાટ વગેરે સરસામાનથી સુશોભિત કરે છે. પ્રત્યેક ઓરડીના પલંગ પર પથારી, ચાદર, ઓઢવાનુ વગેરે સૂવાના સામાનની વ્યવસ્થા આ ઘરધણિયાણી જેને ઇગ્લિશમાં 'હાઉસ કીપર' કહે છે, તે રાખે છે. એક નાની ઓરડીનુ ઓછામા ઓછુ રૂા ૩૬) ભાડુ પડે છે. એમાં ઓરડીનુ ભાડુ, સરસામાનનુ ભાડુ, વીજળી તથા ગેસનો ખર્ચ, પથારી તથા ઓરડી ઝાડવાનો સમાવેશ થાય છે. કેટલીક જગ્યાએ, ભાડૂતોને નાસ્તો આપવાની પણ વ્યવસ્થા હોય છે. એને માટે જુદુ ખર્ચ આપવુ પડે છે. આવી રીતે ભાડૂતો રાખી અનેક ગરીબ કુટુંબો પોતાનુ ગુજરાન ચલાવે છે.

આ સ્કોચ બાઈને ત્યા હું છ અઠવાડિયા કામ પર હતી. પછી તેની આર્થિક સ્થિતિ ખરાબ થઈ જવાથી તે હાથે જ ઘર-કામ કરવા લાગી, તેથી મારે નોકરી શોધવાના ચક્કર પર વળી પાછુ ચડવુ પડ્યુ નવે ઠેકાણે નોકરી મળ્યા પહેલાં હુ જૂનુ ઘર છોડતી નહિ નોકરી માટે ફરતી હતી ત્યારે એક દિવસ 'ભાડે આપવાની ઓરડીઓ' એવુ પાટિયુ જોઈ મેં આગળના બારણા પાસેનુ બટન દાબ્યુ. બટન દાબતા જ ઘરધણિયાણી, એક આયરિશ બાઈ, બારણુ ઉઘાડી બહાર આવી. તેની અને મારી વચ્ચે પહેલાં 'મૂરત'નો જ જે સંવાદ થયો તે મનોરંજક હોવાથી જેવો ને તેવો નીચે આપુ છુ.

હુ: આપને ત્યા ઓરડી અથવા કામ મળશે કે?

આયરિશ બાઈ: તુ કોઈ ભટકતી બાઈ (Gypsy) છે કે?

હું: તમે કહો છો તેવી સ્ત્રી હું નથી.

આ. બાઈ: ત્યારે તું કોણ છે? હિંદી કે બ્રિટિશ છે?

હું: હા, હું હિંદી છું અને બ્રિટિશ હિંદી પ્રજા છું.

આ. બાઈ: તો હું તને ઓરડી કે કામ આપી શકીશ નહિ

હું: એમ કેમ વારુ?

આ. બાઈ: બ્રિટિશલોક ખરાબ હોય છે.

હું: બધા બ્રિટિશલોક ખરાબ હોય છે શું?

આ. બાઈ: ના, તેમ નહિ. કેટલાક બ્રિટિશલોક બહુ સારા હોય છે.

હું: તે કયા?

આ. બાઈ: બ્રોડવે ઘર નં ૧૪૦ માં રહેનાર લાલાજી અને હાર્ડીકર એ બ્રિટિશહિંદીઓ બહુ સારા માણસો છે.

હું: તેઓ અને હું એક જ દેશના છીએ. તેઓ મારા સગા જેવા છે.

આ. બાઈ: (હસ્તાંદોલન—શેકહેંડ—કરીને) તો તો આખું યે ઘર તારું જ છે. તારે જોઈએ ત્યાં રહે અને કામ કર.

ઉપર મુજબ થયેલી પ્રસ્તાવનાના પરિણામે હું આ આયરિશ બાઈને ત્યાં કામે રહી. એને ત્યાં ૧૮ ભાડુતો રહેતા હતા. તે મને અઠવાડિયાના પાંચ ડૉલર પ્રમાણે પગાર આપતી. આ બાઈનું નામ મિસિસ શીહી (Mrs. Shehe) હતું. આ બાઈનો ધણી એક કારખાનામાં દારૂનાં પીપો ઊંચકવાની મજૂરી કરતો હતો. મિસિસ શીહી મને દૂધ, ફળ, રોટી, માખણ વગેરે વસ્તુઓ ખાવા આપતી અને મારા પર પ્રેમ રાખતી. આ બાઈ જો કે પોતાનો ઉદરનિર્વાહ ભાડુતો રાખી કરતી હતી તોપણ તેને પોતાની માતૃભૂમિ જે આયર્લેંડ દેશ તેને માટે ખૂબ અભિમાન હતું. આયર્લેંડના સ્વાતંત્ર્ય માટે જેમણે પોતાનો દેહ ધારાતીર્થમાં મૂક્યો તે બધા આયરિશ દેશભક્તોના ફોટો તેની સૂતાની ઓરડીમાં ટાંગેલા હતા. દરરોજ આ ફોટાનું દર્શન કર્યા વગર અને આયર્લેંડના સ્વાતંત્ર્ય માટે પ્રાર્થના કર્યા વગર આ બાઈ સૂતી

નહિ. સંધ્યાકાળને વખતે ત્યાંના રિવાજ પ્રમાણે બધા લોક સાંજે સાડ વાગે જમી ખાઈ સિનેમા, નાટક અથવા સભા વગેરેમાં જવા બહાર જતાં. રસ્તામાં વીજળીના દીવા હોવાને લીધે બધે ઠેકાણે અજવાળું હોય છે. તેવે વખતે મારી ઘરધણિયાણી "આયરિશ લોકસત્તાક રાજ્યને મદદ કરો" "આયરિશ સ્વાતંત્ર્યને મદદ કરો " એવા શબ્દો લખેલી એક ટીનની નાની પૈસાદાની જેવી પેટી લઈ મોટા રસ્તાની મુખ્ય જગ્યાઓ પર ફરી કોઈ વાર ૧૫ રૂપિયા તો કોઈ વાર ૨૦ રૂપિયા એમ મદદ માગી લાવતી. તે ફુરસદને સમયે આયરિશ છાપું અથવા માસિક પુસ્તકો વાંચતી. આ બાઈનું શિક્ષણ પણ પ્રાથમિક શિક્ષણ કરતા વધારે થયેલું નહોતું. આવી ગરીબ અને અજ્ઞાની આયરિશ સ્ત્રીનું દેશાભિમાન અને દેશકાર્ય વિષે દાઝ જોઈ આવી સ્ત્રીઓ જે ઠેકાણે જન્મે છે તે દેશને જલદી સ્વતંત્રતા મળશે, એમ તે જ વખતે મેં ભવિષ્ય ભાખ્યું હતું. આ બાઇને ઘેર રહીને જ મેં પહેલે પ્રથમ તેના વરમાના ભાડૂતો પાસેથી આશ્રમ માટે ૨૫ ડૉલર (૭૫ રૂપિયા) મદદ મેળવી અને પૂનાના આશ્રમ માટે મદદ મેળવવાના કામનો મેં ત્યાં આરંભ કર્યો મિસિસ શાહીના ઉત્તેજનથી હું રાત્રિશાળામા ઇંગ્રેજી શીખવા જવા લાગી તેને લેશથી જ હું 'યંગ ઇંડિયા' ઑફિસમા એક વાર ગઈ હતી ત્યારે ત્યા ડૉ. હાર્ડીકરે મારી બ્રુકલિન શહેરમા રહેનારી મિસિસ ઓરેલી એ નામની ઉદાર મનવાદી બાઇની ઓળખાણ કરાવી આપી તે સાથએ " પાર્વતીબાઇને વૉશિંગ્ટનમાં ભરાનારી સર્વરાષ્ટ્રીય મજૂર પરિષદમા અમેરિકામાની હિંદી સ્ત્રી મજૂરની પ્રતિનિધિ તરીકે કેમ મોકલતા નથી ?" એમ ડૉ હાર્ડીકરને પૂછ્યુ. પૈસાના અભાવે અમારાથી એમ કરી શકાતુ નથી, એમ ડૉ. હાર્ડીકરના કહેવાથી, "ઠીક, હું આગળ જઇ આ વિષયમા પ્રયત્ન કરી જોઈશ" એમ તેણે ઉત્તર આપ્યો અને પોતે વૉશિંગ્ટન તરફ નીકળી ગયાં. તે ગયા તે વખતે મને વૉશિંગ્ટન જવાની તક મળશે એવુ મારા સ્વપ્નામા પણ આવ્યુ નહોતું. બે અઠવાડિયા થઈ ગયા પછી મારે

કોઈ વાર ત્યાં જવાનું થશે એવી આશા પણ મેં છોડી દીધી હતી. એક દિવસ સવારે મેં નવું કામ જોઈ મૂક્યું હતું ત્યાં જવાની ગરજમાં હતી તેટલામાં શીદીને ત્યાં મારા નામનો "યંગ ઇંડિયા" ઑફિસમાંથી ટેલીફોન આવ્યો. ટેલીફોન પાસે જઉં કે ખરે જ ડૉ. હાર્ડીકરે તે જ દિવસની ગાડીમાં ઓગેલીના બોલાવવાથી વૉશિંગ્ટન જવા માટે મને કહ્યું. વૉશિંગ્ટનમાં મને મોકલી દેવા વિષે ઓગેલીનો તાર આવ્યો હતો, અને તેણે મારી રેલવેની ટિકિટ અને ત્યાંની સર્વ વ્યવસ્થા કરી તે સ્ટેશન પર મને લેવા માટે આવવાની હતી, એમ મને પાછળથી હાર્ડીકરે કહ્યું. તે જ દિવસે મારી બધી વ્યવસ્થા કરી ડૉ. હાર્ડીકરે મને સ્ટેશન પર લઈ જઈ વૉશિંગ્ટનની ગાડીમાં બેસાડી.

*

## પ્રકરણ બાવીસમું

### આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ

યુરોપના મહાન યુદ્ધ પછી જે અનેક પરિષદો ભરવામાં આવી તે પૈકી ઉપલી પરિષદ વૉશિંગ્ટનમાં ઇ. સ. ૧૯૧૯માં સર્વ રાષ્ટ્ર તરફથી ભરવામાં આવી હતી. એ પરિષદમાં પુરુષમજૂરોની પરિષદ અને સ્ત્રીમજૂરોની પરિષદ એમ બે વિભાગ રાખવામાં આવ્યા હતા. પુરુષમજૂરોની પરિષદમાં હિંદુસ્તાન તરફથી શ્રીયુત બી. પી. વાડિયા અને શ્રીયુત નારાયણ મલ્હાર જોશીની નિમણૂક થઈ હતી અને એ બન્ને આગેવાનો પરિષદમાં આવ્યા હતા. સ્ત્રી-મજૂરોની પરિષદમાં હું અમેરિકાની હિંદી સ્ત્રીમજૂરોની એક પ્રતિનિધિ તરીકે ગઈ હતી. અમેરિકાના કૅલિફૉર્નિયા, ન્યૂયૉર્ક અને બીજાં સંસ્થાનોમાં હિંદી પુરુષોની માફક હિંદી સ્ત્રીઓ પણ મજૂરી કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે. એમની સંખ્યા ભલે થોડી હોય તોપણ

તેમના માર્ગમાં અનેક અડચણો આવે છે અને તેમને અનેક અન્યાયી અને જુલમી કાયદાઓનો ત્રાસ સહન કરવો પડે છે.

ન્યૂયૉર્કથી અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન જતાં રેલવેરને ૭ કલાક લાગે છે. હું સાંજે ૭ વાગે વૉશિંગ્ટન પહોંચી. સ્ટેશન પર ઓરેલી, ઓરેલીનાં વૃદ્ધ માતુશ્રી અને ઓરેલીનાં મિત્રો મિસ્ટર અને મિસિસ કિંગ એટલાં જણ મારું સ્વાગત કરવા આવ્યાં હતાં. તેમણે પરિષદ દરમિયાન પાંચ૭ દિવસ રહેવું પડે એમ હોવાથી એક ઓરડી ભાડેથી રાખી હતી. મિસ્ટર કિંગને ત્યાં અલ્પાહાર કરીને તે દિવસે રાત્રે હું મારે માટે રાખેલી ઓરડીમાં સૂવા ગઈ.

પરિષદનું કામ પાચસાત દિવસ ચાલ્યું હતું. દરરોજ સવારના ૯ થી ૧૨ અને બપોરે ૨ થી ૫ કામના સમય રાખેલા હતા. મજૂર-સ્ત્રીઓની પરિષદમાં એકદર જુદાં જુદા ૧૮ રાજ્યોની પ્રતિનિધિ-સ્ત્રીઓ હાજર હતી. દરેક પ્રતિનિધિ સ્ત્રીએ પોતે લખી આણેલુ ભાષણ પોતપોતાની ભાષામાં વાચી સંભળાવવુ અને પછી એનો સારાંશ ઇંગ્રેજીમાં દુભાષી સ્ત્રીએ સમજાવવો, એવો ક્રમ રાખ્યો હતો. મે મારું ભાષણ ઇંગ્રેજીમા લખ્યુ હતું. મારે તે મરાઠીમા કરવુ અને ઓરેલીએ તે ઇંગ્રેજીમા વાચી સંભળાવવું, એમ અમે ઠરાવ્યુ હતુ. ઓરેલીએ પણ આયર્લૅંડની મજૂરસ્ત્રીઓની પ્રતિનિધિ તરીકે પોતાનુ ભાષણ તૈયાર કર્યું હતુ. પણ પરિષદની સ્વાગતકારિણી સમિતિએ આયર્લૅંડ અને હિંદુસ્તાનની સ્ત્રીમજૂરોની પ્રતિનિધિનાં ભાષણો છેલ્લી ઘડીએ રદ કર્યાં. એને લીધે અમને બન્નેને ખૂબ નિરાશા થઈ. ઓરેલીના પ્રયત્નથી મારું નામ પ્રતિનિધિઓની યાદીમા દાખલ થયું એ જ મોટું કામ થયુ એમ હું માનું છુ.

આ પરિષદમા નીચે મુજબ ઠરાવો પસાર થયા હતા –

(૧) સ્ત્રીઓના કામનો સમય આઠ કલાકનો રાખવો.

(૨) સ્ત્રીઓનો પગાર વધારવો.

(૩) સ્ત્રીમજૂરો માટે રહેવાનાં ઘરો સુધારવાં.

(૪) સ્ત્રીમજૂરોને માટે ડૉક્ટર તથા નર્સની વ્યવસ્થા કારખાનાવાળાઓએ કરવી

(૫) સ્ત્રીમજૂરોના શિક્ષણ માટે કારખાનાવાળાઓએ રાત્રિશાળાઓ ખોલવી.

(૬) ચૌદ વર્ષથી નાની ઉમરના છોકરાછોકરીઓને કોઈ પણ કારખાનામાં કામે લગાડવા નહિ, અને લગાડવામાં આવે તો થોડા કલાક લગાડવા અને તેમના ખાવાપીવાની વ્યવસ્થા કારખાનાવાળાઓએ કરવી.

(૭) મજૂર સ્ત્રીઓના નાનાં બાળકોને ઉછેરવાની વ્યવસ્થા કારખાનાવાળાઓએ પોતાને ખર્ચે કરવી

પરિષદનું કામ સાંજના પાંચ વાગે આટોપાતું અને ત્યારબાદ એગ્રેસી તથા એની ઓળખાણની બીજી સ્ત્રીઓ મોટરમાં બેસી વૉશિંગ્ટનના જોવાલાયક ઐતિહાસિક, ઔદ્યોગિક તથા શિક્ષણવિષયક સ્થળો જોવા જતી. તેમની આ દરરોજની સફરમાં એગ્રેસી મને લઈ જવાનું ભૂલતી નહિ, અને તેથી મારા જેવી અજાણી અને પરદેશી સ્ત્રીને અમેરિકાની મુખ્ય રાજધાનીના ઘણાં સ્થળો જોવાની સોનેરી તક મળી. આ તકનો મેં પૂરો લાભ લઈ લીધો અને ત્યાંના અનેક સ્થળો જોયા. ખાસ કરીને વૉશિંગ્ટનનું ભવ્ય અને નમૂનેદાર વાચનાલય તથા ત્યાંની ટંકશાળ એ બે સ્થળો અમને બહુ જોવા જેવા લાગ્યાં. ટંકશાળના અધિકારીઓએ જુદા જુદા રાષ્ટ્રોની પાંચસો સ્ત્રીઓને ટંકશાળમાં ભપકાભરી ચાપાર્ટી આપી તે વખતે જુદા જુદા દેશની સ્ત્રીપ્રતિનિધિ સાથે પરસ્પર ઓળખાણ કરવાની તક મળી.

ચાપાર્ટી વખતે અમેરિકામાં નોટો કેવી રીતે છાપવામાં આવે છે તથા સિક્કા કેવી રીતે પાડવામાં આવે છે, તેનું વિસ્તારપૂર્વક વર્ણન આપવામાં આવ્યું

આ મજૂરપરિષદમાં જવાથી મને અનેક ફાયદાઓ થયા. તેમાંનો મુખ્ય અને મહત્ત્વનો ફાયદો એ કે, સ્ત્રીમજૂરોની ચાલી

બ્રુકલીનમાં રહેનારી બાઈ ઓરેલીની સાથે મારો ગાઢ પરિચય થયો, અને અમારી બેની વચ્ચે સારો સ્નેહ બંધાયો. પરિષદ પૂરી થઈ તેને આગલે દિવસે ઓરેલીએ મને મનપસંદ કામ મળે છે કે નહિ, તથા ઇંગ્રેજી શીખવું અને સંસ્થા માટે પૈસા ભેગા કરવા એ મારા બે હેતુઓ સિદ્ધ થાય છે કે નહિ, તેમ જ મારે કેવી શેઠાણી જોઇએ એ વિષે પૂછપરછ કરી. મેં કહ્યું કે પુષ્કળ પ્રયત્ન કર્યા છતાં મને ઇંગ્રેજી શીખવે એવી કોઇ શેઠાણી મળી નથી. આ સાંભળીને ઓરેલીએ પોતાની મા સાથે મસલત કરી મને પોતાને ઘેર રાખી લેવાનો નિશ્ચય કર્યો. "મારી મા સાથે તું બ્રુકલીન જઈ શકે ?" એમ મને પૂછયું. મારે તો કયાંયે કામ જોઇતું જ હતું તેથી આ આવેલી તક જવા ન દેતાં ઓરેલીની મા સાથે હું બ્રુકલીનમાં તેને ઘેર ગઈ.

*

# પ્રકરણ તેવીસમું

## ઓરેલીને ઘેર

**મને** મારા સદ્‌ભાગ્યે મળેલી નવી શેઠાણી ઓરેલી, પોતાની માતુશ્રી સાથે, ન્યૂયૉર્ક પાસે આવેલા બ્રુકલીન શહેરમાં પોતાના નાના સરખા ઘરમાં ખૂબ આનંદથી રહેતી હતી.

ઓરેલીની મા પોતાની જુવાનીમાં દરજીનો ધંધો કરતી હતી. એ ૨૭-૨૮ વર્ષની ઉંમરે પરણી અને પછી એકબે વર્ષમાં જ તેને છોકરી થઈ અને તરત જ એનો પતિ ગુજરી ગયો. પોતાના વૈધવ્યમાં એણે પોતાનો ધંધો ચાલતો રાખી પોતાની એકને એક દીકરીને બધા પ્રકારની કેળવણી આપી ને એક ઔદ્યોગિક શિક્ષણસંસ્થાની પદવીધર બનાવી. એ જ અમારી શેઠાણી ઓરેલી. જ્યારે હું આ મા-દીકરી સાથે રહેવા ગઈ તે વખતે માની ઉંમર ૮૧ વર્ષની અને દીકરીની ઉંમર ૫૩ વર્ષની હતી. મારી શેઠાણીએ લગ્ન કર્યું નહોતું.

મહીપર થયા પછી તેણે પોતાની કલ્પના પ્રમાણે એક ઉદ્યોગશાળા સ્થાપી અને ૧૫ વર્ષ સુધી પોતે ચલાવ્યા બાદ એને સારી સ્થિતિમાં લાવી અમેરિકન સરકારને સ્વાધીન કરી. આ ઉદ્યોગશાળામાં સ્ત્રીઓ કરી શકે એવી જાતના નિર્વાહ માટેના જુદા જુદા ધંધા શાસ્ત્રીય રીતે પ્રયોગોસહિત શીખવવામાં આવે છે. હાલ એ શાળામાં આશરે ૧૦૦૦ થી ૧૫૦૦ છોકરીઓ જુદાં જુદાં કામો શીખે છે. ટોપીઓ બનાવવી, પોશાક સીવવા, ઊનનાં જાડાં ગંજીફરાક (સ્વેટર્સ) ગૂંથવાં, ચા-કોફીની હોટેલો ચલાવવી, કારકૂનનાં કામો કરવાં, પાકશાસ્ત્રની શાળાઓ ચલાવવી વગેરે જુદા જુદા ધંધાઓની શાખાઓનું કામ શીખવવામાં આવે છે. અને વિદ્યાર્થીઓ પોતાની પૂર્વતૈયારી, આવડત અને ઉદ્દેશને દૃષ્ટિમાં રાખી યોગ્ય ધંધાનું જ્ઞાન મેળવી સ્નાતિકા થઈ બહાર પડે છે.

મારી યજમાની ઓરેલી આ સંસ્થાની સંસ્થાપક હતી, અને તેણે તેની શરૂઆતથી ઘણાં વર્ષ એમાં કામ કર્યું હતું. શાળા છોડ્યા પછી તે અને તેની મા બચાવેલી રકમ પર કરકસર અને ગરીબાઈથી રહીને પોતાની વૃદ્ધાવસ્થા નિવૃત્તિમાં ગાળતાં હોય એમ લાગ્યું.

બન્ને જણાં ગરીબાઈથી રહેતાં છતાં તેમના ઘરની વ્યવસ્થા અને ટાપટીપ અતિશય નમૂનેદાર અને જોવાલાયક હતી. ઓરેલીએ મને એક નાનકડી ઓરડી આપેલી હતી, અને તે ઓરડી મારે માટે સરસ રીતે શણગારવાનું કામ તેણે જાતે કરવાનું રાખ્યું હતું. મારી શી જરૂરિયાતો છે તે પૂછી લઈ તેણે મારી ઘરના જેવી વ્યવસ્થા કરી આપી.

ઈંગ્લિશ શીખવાની મારી વિશેષ જિજ્ઞાસા જોઈને તેણે પ્રાઈમર આણીને મને દરરોજ ઈંગ્લિશ શીખવવાનું વ્રત ચાલુ રાખ્યું.

મને મળેલા નવા ઘરમાં માત્ર મા-દીકરી બે જ હોવાથી ઝાડવા-ઝૂડવાનું, નાસ્તાની તૈયારી કરવાની વગેરે સહેલાં કામો સિવાય મને ઝાઝાં કામો કરવાનો પ્રસંગ આવતો નહિ. તેઓ પણ ૯૯ ટકા

શાકાહારી હોવાથી મને તેમને ઘેર ખાવાપીવાની ખાસ અડચણ કદી જણાઇ નહિ. આ રીતે મને મારા ઉદ્દેશ પાર પાડવાને અમેરિકામાં કામ કરાવનારી જેવી શેઠાણી જોઇતી હતી તેવી જ ઇશ્વરકૃપાથી મળી અને આગળ જતાં હું જાણે ઓરેલી કુટુંબની જ હોઉં એમ મને લાગવા માંડયું, અને મારા દિવસ બહુ આનંદમાં ગયા. મેં આ ઘરમાં સવા વર્ષ કાઢયું, અને એ મુદતમાં મારે જે કંઇ અમેરિકામાં જોવું હતું તથા શીખવું હતું તેમાંનું ઘણુંખરૂં હું ઓરેલીની કૃપા અને મદદથી કરી શકી. ઓરેલીનું આ ઋણ હું કયારેયે ફેડી શકીશ કે કેમ તે બાબત મને શંકા છે. અત્યાર સુધી મેં અમેરિકામાં આવી જે હલાકી અને દુઃખ વેઠયાં તેના પ્રમાણમાં પરમેશ્વરે ઓરેલીનો આશ્રય મેળવી આપી સારા દિવસ દેખાડયા. અને ઓરેલીનો જે અનુકરણીય અને સ્મરણીય જીવનક્રમ જોવાને મળ્યો તેનો થોડો પરિચય વાચકને કરાવ્યા વિના હું આ પ્રકરણ પૂરૂં કરી શકતી નથી.

જો કે ઓરેલી અમેરિકાની નાગરિક સ્ત્રી હતી, છતાં તેના પૂર્વજો આયરિશ હોવાથી આયર્લેંડ માટે તેને બહુ અભિમાન હતું, અને પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા માટે તે અમેરિકામાં રાતદહાડો મન-વચન-કાયાથી મહેનત કરતી. તેનું બીજું પ્રિય દેશકાર્ય અમેરિકાનાં સ્ત્રી તથા પુરુષ મજૂરોની સ્થિતિ સુધારવાની ખટપટનું હતું. તેને મન મજૂરસેવા અને આયર્લેંડની સેવા એ બે વાત આગળ જગતના બીજા પ્રશ્નો ગૌણ હતા. હિંદુસ્તાન માટે તેને જે લાગણી હતી તેની દેખીતી નિશાની તેણે મને અમેરિકામાં વિનામૂલ આપેલી મદદ છે. માનવજાતિ પર પ્રેમ રાખી તેની નિષ્ઠાપૂર્વક સેવા કરવી, એ ઓરેલીનો ધર્મ હતો. તેનો સ્વભાવ અતિશય ઉદાર મતવાદીનો હતો. એ જાતિભેદ તો માનતી જ નહિ; પણ રાષ્ટ્રભેદ રાખવાની એ વિરુદ્ધ હતી, અને જુદાં જુદાં રાષ્ટ્રોના પ્રશ્નોનો એકબીજાની મદદ વિના નિકાલ નહિ આવે એમ મને વારંવાર કહેતી. ઓરેલીની મા ૮૧ વર્ષની હોવા છતાં

આ ક્વાક તે વાચવામાં ગાળતી અને ઓરેની બહારનું કામ કરીને આવે ત્યારે જુદા જુદા વિષયો પરનાં પુસ્તકો તેને વાચી સંભળાવતી. અને ઓરેની પોતાના પલંગ ઉપર વિશ્રાંતિ લેતી તે સાભળતી. ઓરેની મોટી માતૃભક્ત હતી, અને માની પથારી તથા તેનાથીનાં સમો અતિશય ભક્તિપૂર્વક કરતી સવારે ચાની વખતે તે પોતાની માતા સાથે છાપામાના ખાસ વિષયો પર ચર્ચા કરતી એ ચર્ચા સાભળીને મને રોજ છાપા વાચ્યા વિના જ પુષ્કળ માહિતી થોડામા સાભળવા મળતી ઓરનીએ નાનપણથી જ વિવાહનો મોહ છોડી દઈ પોતાનુ જીવન મજૂરવર્ગની સેવાને માટે અર્પણ કર્યું હતું તે હમેશા નિરાશ્રિત છોકરાંઓને પાળતી. પોતે અવિવાહિત હોવા માટે મે તેને કદી દુઃખ કરતી જોઇ નથી આપણા દેશની વિધવા ધણી મરી જવાથી અથવા મોટી વયની છોકરીઓના વાળી છોકરી માટે યોગ્ય નર મળી ન શકવાથી દુખિત થતા દેખાય છે પણ આ રીતે વિવાહ ન થવાને લીધે અથવા વિવાહ બાદ વૈધવ્ય આવવાને લીધે હતાશ અને અસહાય થઈ અમેરિકાની સ્ત્રીઓ કે છોકરીઓ ક્યારેય પોતાનુ જીવન જેમતેમ ગાળતી નથી પણ જે પ્રસગ આવ્યો હોય તેને સમજી લઈ પોતાના રાષ્ટ્રકર્મ કરતા રહે છે આ તેમનો મહાન ગુણ અનુકરણ કરવા જેવો છે અમેરિકાની ઉદારબુદ્ધિશાળી તથા આગેવાન સ્ત્રીના એક નમૂનારૂપે ઓરેની વિષે મારા મનમા જે પૂજ્યભાવ બધાયો તે દિવસે દિવસે વધતો જ ગયો અને તે મને એકાદ દેવી જેવી લાગે તો તેમા કોઇએ આશ્ચર્ય પામવા જેવુ નથી

ઓરેનીએ મને ઇંગ્રેજી લખતાવાંચતા ફક્ત સાત આઠ મહિના જ શીખવ્યું આગળ ઉપર તેને જુદી જુદી પ્રવૃત્તિઓને લીધે શીખવવાને વખતની તાણ પડવા લાગી, અને મેં પણ જુદાં જુદાં અમેરિકન સ્ત્રીપુરુષો સાથે ઓળખાણ કરી લઈ સભાષણપદ્ધતિથી ઇંગ્રેજી શીખવાનુ ચાલુ રાખ્યુ મારુ ઓરેલીને ત્યાનુ નિત્યકર્મ, ઘરનું નિત્ય કામ સવારે આટોપીને ન્યૂયોર્કની જુદી જુદી સભાઓમા તથા ઓળખીતા

ઓને મળવા જવાનુ રહેતુ વૉશિંગ્ટનની મજૂર પરિષદમાં જવાથી મારું નામ હવે ન્યૂયૉર્કમા જુદી જુદી શિક્ષણવિષયક અને સામાજિક સંસ્થાના ચાલકોને પરિચિત થયુ હતું, અને તેને લીધે મને તેમના તરફથી જુદી જુદી સભાઓના અને ક્લબોના ભોજન પ્રસંગે અથવા ચાપાર્ટીમા નિમત્રણ મળતું આ તકનો લાભ લઇને હુ જતી, અને શક્ય થાય તો આશ્રમ માટે મદદ મેળવવાનુ કામ, અમેરિકાની સાર્વજનિક કામો કરવાની શિસ્ત અને પદ્ધતિનુ નિરીક્ષણ, બને ત્યારે જુદી જુદી આગેવાન અને વિદ્વાન સ્ત્રીઓની ઓળખાણ વગેરે રૂપે જ્યા જેવી રીતે ફાવે તેવી રીતે મારો ફાયદો સાધી લેતી ઓરેલી મજૂરવર્ગની મોટી આગેવાન ગણાતી હોવાથી તેને કોઇ ઠેકાણેથી નિમત્રણ આવે ત્યારે શક્ય હોય તો એ મને પણ કેટલીકવાર પોતાની સાથે લઈ જતી, અને ત્યા જુદી જુદી જગ્યાએ મારો પરિચય કરાવતી કોઈવાર ઓરેલી પોતાની મિત્રમડળીને પોતાને ઘેર ચાનુ નિમત્રણ આપતી અને તે વખતે અનાયાસે જ મારી ઓળખાણ કરાવવામાં આવતી ન્યૂયૉર્કમા અભ્યાસ કરનારા હિંદી વિદ્યાર્થીઓ પણ મને પોતાને ઘેર બોલાવી જુદી જુદી જગ્યાએ ઓળખાણ કરાવી આપતા આ રીતે ન્યૂયૉર્કની તથા તેની આજુબાજુની જુદા જુદા પ્રકારની અમેરિકાની સમાજસ્થિતિનુ સૂક્ષ્મ અવલોકન કરવાનુ મળ્યુ એમા જ જુદે જુદે ઠેકાણે જઈ મે પૂનાના મારા વિધવાશ્રમ માટે માત્ર ન્યૂયૉર્કમાથી જ રૂ ૩૦૦૦ મેળવ્યા

અમેરિકામા જુદી જુદી સસ્થા, સંઘ અને મડળોના વાર્ષિક તેમ જ છમાસિક સમાગમો ભોજન પછી કરવાનો રિવાજ છે, અને સમાગમમાનાં સંભાષણો ભોજન વખતે જ કરવાનો રિવાજ છે

એક વાર જગતમા અતિશય પ્રસિદ્ધ થયેની ન્યૂયૉર્કની હોટેલ વાલ્ડૉર્ફ આસ્ટોરિયા ( Hotel Waldorf Astoria ) એ નામની હોટેલમા જમવા માટે ભેગી થયેલી સરોસિસ ક્લબ ( Sorosis Club ) ની ૫૦૦ સ્ત્રીસભાસદો આગળ મેં પ્રો કર્વેના હિંદુસ્તાનમાં સ્ત્રીશિક્ષણના

પ્રચાર માટેના પ્રયત્ન વિષે ટૂંકામાં બયાન કર્યું અને હિંગણેની સંસ્થાની માહિતી આપી સરોસીસ ક્લબ એ પોતાના જ બળ ઉપર નિર્વાહ ચલાવનારી સ્ત્રીઓની સમાજ છે અને તેની સ્થાપના ઇંગ્રેજો અમેરિકામાં આવીને વસ્યા તે કાળથી થયેલી હોવાથી તેની કીર્તિ બહાર છે આ ઠેકાણે બોલવાની તક મળવી, એ અમેરિકામાં બહુ માનભર્યું ગણાય છે

આ જ પ્રમાણે એક વાર એક સ્ત્રીઓની સભામાં સંસ્થા વિષે બોલતા મારે મોઢેથી એવી વાત નીકળી, કે પ્રો કર્વેને ફાળો ઉઘરાવવા માટે દરવર્ષે ઠીક ઠીક પ્રવાસ પગે ચાલીને કરવો પડે છે વ્યાખ્યાન બાદ ત્યાંની પદ્ધતિ પ્રમાણેની પ્રશ્નોત્તરીમાં એક બાઇએ મને પૂછ્યુ, કે પ્રો કર્વે પગે જવાને બદલે મોટરમાં કેમ જતા નથી? ગરીબાઇને લીધે એમને મોટર રાખવી પાલવે એમ નથી એમ મેં કહ્યું બીજી બાઈએ પૂછ્યુ, કે જો પ્રો. કર્વેને મોટરની ભેટ આપવામાં આવે તો એ સ્વીકારે કે નહિ પ્રો. કર્વે એવી ભેટ જરૂર સ્વીકારે, એમ મેં સહજ ઉત્તર આપ્યો. આ વાત તો હું ભૂલીયે ગઈ હતી, પણ ત્યાં હાજર રહેલી કેટલીક શ્રીમંત સ્ત્રીઓએ ખૂબ મહેનત કરી એક મોટા ફંડના મેક્રેગીને વિનંતિ કરી અમેરિકાથી એક મોટરની ભેટ પ્રો. કર્વેને મોકલી આ મોટર હાલમાં યેરવડાના મહિલા વિદ્યાલયના અધ્યાપકોને લાવવા લઈ જવા માટે વપરાય છે

આ જ રીતે ન્યૂયૉર્કની ધીનસવ ક્લબ, ન્યૂયૉર્ક અધ્યાપન મંદિર ( ટીચર્સ કૉલેજ ), અને ગેમટ ક્લબ વગેરે જુદી જુદી શિક્ષણની તથા બીજી મોટી સંસ્થાઓમાં મને બોલવાની તક મળતાં જ પ્રો કર્વેના મહિલા વિદ્યાપીઠ વિષે માહિતી આપવામાં અને ત્યારબાદ પૈસા મેળવવાનું કામ કરવામાં મેં તેનો ઉપયોગ કરી લીધો આવી રીતે મારા દિવસો જુદા જુદા અનુભવ મેળવવામાં અને સંસ્થા માટે મદદ મેળવવામાં જતા હતા, તેવામાં ' યંગ ઇંડિયા ઑફિસ'માં વહેંચવામાં આવેલું મહાત્મા ગાંધીનું લખેલું ' નૉન-કોઑપરેશન ' ( અસહકાર )

ઉપરનું પુસ્તક હિંદુસ્તાનમાં કેવા પ્રકારની ચળવળ ચાલી રહી છે એ બતાવવા મેં ઓરેલીને વાંચવા આપ્યું. એ પુસ્તક વાંચીને જેમ હિંદી લોકોએ ઇગ્લંડમાં તૈયાર થયેલા કાપડનો બહિષ્કાર કર્યો છે, તેવો જ બહિષ્કાર અમેરિકાના આયરિશ લોકોએ આયર્લેંડને મદદ કરવા માટે ઇગ્લંડથી આવતી ચાનો કરવો જોઇએ, એવું એના મનમાં ઊઠ્યું. તુરત જ બીજે દિવસે આયરિશ લોકોની સભા બોલાવી, ' ઇગ્રેજી ચાનો બહિષ્કાર ' એ વિષય ઉપર તેણે વ્યાખ્યાન આપ્યું, અને બધા આયરિશ લોકોએ એક 'ચા-ફંડ' કાઢી જાવા અને સુમાત્રામાં ઉત્પન્ન થતી ડચ ચા અથવા ઇગ્લંડ સિવાય બીજા દેશમાં ઉત્પન્ન થતી ચા ખરીદી તેનો ખપ વધારવો અને આ રીતે ચાનું વેચાણ જ પોતાના હાથમાં લઈ તેમાંથી થતો નફો આયર્લેંડને મોકલી દેવો, એમ ઠરાવ કર્યો. ઓરેલીએ આ રીતે ઇગ્લંડ સિવાય બીજા દેશોની ચા મંગાવી તેને ખપાવવાનું કામ પોતાની દેખરેખ નીચે શરૂ કર્યું. ઇગ્રેજી ચાના બહિષ્કારની ચળવળનો જોરથી પ્રચાર કરવા માટે જુદી જુદી સભાઓ ભરી ઓરેલી પોતાના આયરિશ દેશબંધુઓને ડચ ચા પીવરાવવા લાગી. આ પ્રવૃત્તિને લીધે ન્યૂયોર્કમાંનાં ઘણાંખરાં આયરિશ કુટુંબોએ ઇગ્રેજી ચાને બદલે ડચ ચા શરૂ કરી અને એ ચળવળના ફાયદારૂપે બેત્રણ મહિનામાં થયેલી ૧૦૦૦ ડૉલરની કમાણી તેણે આયર્લેંડમાં મદદ તરીકે મોકલાવી દીધી. તેનું એ કામ હજુયે ચાલુ જ છે.

ઓરેલીના ઘરના રમણીય અને શુદ્ધ વાતાવરણમાં રહી મેં મારા આયુષ્યના બાકીના દિવસો ત્યાં ખૂબ આનંદથી કાઢ્યા હોત અને ઓરેલી પણ મને કાયમની રાખી લેવા ઉત્સુક હતી; પણ હિંદુસ્તાન પ્રત્યેના કર્તવ્યનું બંધન મને ખેંચતું હોવાથી ઓરેલીને ત્યાં સવા વર્ષ આનંદમાં કાઢ્યા પછી હિંદુસ્તાન જવું એમ મને લાગવા માંડ્યું. મારી ઉંમર પણ ઘણી વધેલી હતી. વળી ત્યાંની ઠંડી હવાને લીધે મને થોડો સંધિવાના જેવો વિકાર શરૂ થયો હતો. અણ ાનો

હિંદુસ્તાન પાછા ફરવા વિષે કાગળ આવ્યો હતો. આવી સ્થિતિમાં પોતાનાં સગાંવહાલાંને હાથપગ સલામત છે તેટલામાં જ મળવાની આવેલી તક ગુમાવવી નહિ, અને બાકીના રહેલા દહાડા હિંદુસ્તાનની 'વિધવાઓની સેવામાં ગાળવા, એવા સ્વાર્થ અને પરમાર્થના હેતુથી ગ્રેશાઇને મેં પાછું આવવાનું ઠરાવ્યું. ઓરેલીએ મારી જવાની તૈયારી પણ સારી રીતે કરી આપી, અને હવે ખરેખર જ તેને છોડીને જવાની, એ જોઈ તેને અને તેની માને ખૂબ લાગ્યું. હું જઈશ એમ માલૂમ પડતાં જ ન્યૂયોર્કના હિંદી વિદ્યાર્થીઓએ, મિસિસ શીહીબાઈએ તથા બીજા મિત્રવર્ગે જુદી જુદી ચાપાર્ટીઓ આપી મને પ્રેમભરી વિદાય દીધી. મારાથી હવે મારા અમેરિકન મિત્રોને પાછું મળી શકાશે નહિ એમ જાણીને મેં પણ સર્વેની છેવટની રજા લીધી

તા. ૨૦મી એપ્રિલ ૧૯૨૦ને રોજ હું 'વ્હાઈટ સ્ટાર' લાઇનની "ઓલિમ્પિક' આગબોટમાં લિવરપૂલ જવા ઊપડવાની હતી. બંદર પર મને વિદાય આપવાને ઓરેલી, મિસિસ શીહી, હિંદી વિદ્યાર્થીઓ તથા અમેરિકાના પરિચિત મિત્રો આવ્યા હતા. કોઇ મારે માટે ફૂલો, કોઇ પુસ્તકો, કોઇ મેવામિઠાઈ, કોઈ ફળ વગેરે પ્રવાસોપયોગી વસ્તુ લાવ્યાં હતાં. એ બધું મને અર્પણ કરતી વખતે અને હાથ-રૂમાલ હલાવી હસ્તાંદોલન કરી મને પ્રેમથી વિદાય આપતા મારા અમેરિકામાં વસતા દેશબંધુઓનો મારા પરનો નિસ્વાર્થ પ્રેમ જોઈ મારી આંખમાં આંસુ વહેવા લાગ્યાં અને "હે પરમેશ્વર! આ બધાનો ઉપકાર કેવી રીતે દેઉં?" એમ તે દીનદયાળ જગવ્યાપક પ્રભુની કરુણા માગી, ને મેં મારા ધ્યેયમૂર્તિ બનેલા અમેરિકાના કિનારાને છેવટના પ્રણામ કર્યા. મને મૂકવા આવેલું મંડળ દેખાતું બંધ થયા બાદ કેબિનમાં જઈ હું મારી ચીજો ગોઠવવામાં રોકાઈ

## પ્રકરણ ચોવીસમું

### પાછી સ્વદેશમાં

'વ્હાઈટ સ્ટાર' લાઇનની 'ઓલિમ્પિક' આગબોટ ખૂબ મોટી અને અત્યંત વ્યવસ્થિત છે. મને હવે સમુદ્રપ્રવાસની ટેવ પડી હતી. વળી પ્રવાસમાં કઈ બાબતની સંભાળ રાખવી એનું મને અનુભવજન્ય જ્ઞાન થયેલું હોવાથી સ્વદેશ પાછા જતાં બધો પ્રવાસ ખૂબ મોજમાં અને અત્યંત સુખદાયક થયો.

હું આ વખતે બીજા વર્ગમાં મુસાફરી કરતી હતી અને મારી કેબિનમાં ડૉ. બહાદુરજી નામનાં એક પારસીબાઈ સાથે હતાં. એમની સોબતમાં મારા પ્રવાસના દિવસો બહુ આનંદમાં ગયા. આ આગબોટમાં પણ મારે રોટી, માખણ, ફળ અને ભાત એની ઉપર જ દિવસ કાઢવા પડતા. પણ આ આહારની ટેવ પડી ગયેલી હોવાથી હવે પહેલાં પ્રમાણે મને કઠણ લાગ્યું નહિ. સાતઆઠ દિવસનો પ્રવાસ કર્યા પછી અમારી આગબોટ લિવરપૂલ આવી પહોંચી. લિવરપૂલમાં બોટટ્રેનમાં બેસી હું ડૉ. બહાદુરજી સાથે લંડન આવી અને ત્યાં હિંદુ હોસ્ટેલમાં ઊતરી. આ ઠેકાણે અમારા આશ્રમની મારી વિદ્યાર્થિની કુમારી દ્વારકા ભાલચંદ્ર * મળી અને તે મને ઠીક કામ લાગી. લંડનમાં બની શકે તો પંદર દિવસ રહેવુ, જોવા જેવાં ઠેકાણાં જોવાં અને થઈ શકે તો આશ્રમના ફંડનું કામ થોડુઘણું કરવું, એવા હેતુથી મને સગવડતાભરી ઓરડી મળશે કે કેમ, એની તપાસમાં હું હતી. પણ આ સંબંધમાં અમેરિકાના પ્રમાણમાં લંડનમાં મને ઘણી અગવડો દેખાઇ. લંડનમાં ઓરડીનું ભાડું વધારે અને તેના પ્રમાણમાં સગવડ ઓછી, એવો મને અનુભવ થયો. છેવટે અમેરિકાના મારા એક

*હવે મધ્યપ્રાંતની એકઝીક્યુટીવ કાઉન્સિલના સભાસદ નામદાર તાંબેનાં પત્ની સૌ. રમાબાઈ તાંબે.

હિંદી મિત્રે તેના પંજાબી બૅરિસ્ટર મિત્રને આપેલો કાગળ ઉપયોગમાં આવ્યો. એમણે મારી સગવડ શીખ લેડિની શીખ વિદ્યાર્થી અને પ્રવાસી માટે લંડનમાં સ્થાપેલી 'ભૂપેન્દ્રનાથ ધર્મશાળા' પાસે એક ઓરડી ભાડે રાખી કરી આપી. તે વખતે લંડનમાં હડતાળ ચાલુ હોવાથી કોલસાની બહુ અછત હતી, અને તેને લીધે મારી રહેવાની ઓરડીમાં જેવી જોઈએ તેવી ગરમી નહોતી; તેથી રાત્રે ઠંડીને લીધે મારી ખૂબ વેઠવું પડયું હતુ. આ ઓરડીમાં હું પાંચ અઠવાડિયાં રહી. બપોરનો વખત હું ઘણુંખરૂં જુદાજુદા ઓળખીતાઓને મળવામાં ગાળતી અને સંધ્યાકાળે પાછી સૂવા માટે ઓરડીએ આવતી.

લંડનમાં હતી ત્યારે 'શેક્સપિયર હટ' નામના હિંદી વિદ્યાર્થીઓના છાત્રાલયમાં મેં "વિધવાશ્રમ" ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું અને ત્યાંથી ફંડમાં ૨૦ પૌંડ મળ્યા હતા. હિંદુસ્તાન માટે લાગણી ધરાવનાર અને પ્રો. કર્વેના પરિચિત મિ. પોલાકને તથા સેંટ નિહાલસિંગ હુ મળી હતી. પંજાબી બૅરિસ્ટરની મદદથી બ્રિટિશ મ્યૂઝિયમ અને જૂનો બકિંગહામ રાજમહેલ મને જોવા મળ્યાં.

લંડનથી હું પૅરિસ જવા નીકળી અને અમુક ગાડીએ આવું છું એમ ત્યાં વસતા અને મોતીનો વેપાર કરતા એક ગુજરાતી વેપારી પર તાર કર્યો. અમેરિકાથી નીકળતાં તેમના ઉપરનો એક ભલામણ-પત્ર મને મળ્યો હતો. એ વેપારી પૅરિસના સ્ટેશન ઉપર આવ્યા હતા અને તેઓ મને પોતાને ઘેર લઇ ગયા. આને લીધે પૅરિસમાં મારા લંડન જેવા હાલ થયા નહિ. પૅરિસમાં હું એમને ત્યાં પાંચ અઠવાડિયાં રહી.

પૅરિસમાં મેં એક છોકરીઓની નમૂનેદાર પ્રાથમિક શાળા જોઈ અને બીજી એક બોર્ડિંગ શાળા જોઈ. પૅરિસ હતી ત્યારે મારા મિત્રની સહાયથી ત્યાં ઘણા વિદ્વાનોની મને ઓળખાણ થઇ. તેમાં પ્રો. આન્ત્રો-બોલીયાઝ, ડૉ. ચૅટિલ, મેડમ ચેતુ, મેડમ ત્રુવાઈસ, એ મુખ્ય હતાં. ફ્રેંચ લોકોને હિંદુસ્તાન માટે ઠીક સહાનુભૂતિ છે, અને તેઓ આપણને

મદદ કરવા તૈયાર છે, એમ તેમના પરિચયથી મને જણાયું. પેરિસમાં તે વખતે મારી વિનંતિ અને ત્યાંના સર્વે વેપારી મિત્રમંડળની મદદથી "એસોસિયેશન ડેસ હિંદૂસ=દી પેરિસ, ૨૬ સા. લામાટાઈન." નામની એક સંસ્થા હિંદુસ્તાનની પ્રવાસી સ્ત્રીઓને ફ્રાંસમાં મદદ કરવા માટે અસ્તિત્વમાં આવી છે. આ સંસ્થાના સેક્રેટરી હાલ પેરિસમાં રહેતાં, મરહૂમ દાદાભાઈ નવરોજજીનાં પૌત્રી કુમારી નવરોજજી છે. પેરિસમાં રહેતા વેપારી મિત્રો તરફથી આશ્રમ માટે મદદ મેળવવી, એવી મારી ધારણા હતી. પણ તે વખતે સર રવીંદ્રનાથ ટાગોર હિંદુસ્તાન પાછા ફરવા માટે પેરિસ થઈને જવાના હતા. તેમના સ્વાગત માટે ફાળો ઊઘરાતો હોવાથી મારાથી મારું કામ થઈ શક્યું નહિ. ડૉ. ટાગોરના સ્વાગતપ્રસંગે હું ત્યાં હાજર હતી. તેમનું સન્માન થયા બાદ ઉત્તર-રૂપે એમણે જે વ્યાખ્યાન આપ્યું તે મને બરાબર યાદ રહેલું છે; તેનો સારાંશ હું નીચે આપું છું. એમના ભાષણ પછી મેં પણ ત્યાં ભાષણ આપ્યું.

"તમે મારો જે સત્કાર કર્યો તેને માટે હું તમારો આભારી છું. પાશ્ચાત્ય દેશોમાં આપણી પ્રસિદ્ધિ થાય એટલે આપણું ઓળખાણ આપણા દેશબંધુઓને પડે છે તે ઉપરથી આપણા દેશમાં સારી બાબતોની તુલના કયા માપથી થાય છે, તેની કલ્પના કરવી જોઈએ આપણે બધા આજે ઈંગ્રેજી ભાષા ઉપર પ્રભુત્વ મેળવવા જે ફાંફાં મારીએ છીએ તેના કરતાં ઓછી મહેનતથી આપણે આપણી ભાષાઓનું જ્ઞાન મેળવી શકીએ, છતાં તે પ્રત્યે આપણે દુર્લક્ષ કરીએ છીએ. હિંદુસ્તાનની ભાષાઓ એકબીજાની બહેનો જેવી છે, પણ ઈંગ્રેજી ભાષાના મોહમાં તેની આજે પાયમાલી થઇ રહી છે, એ કંઈ સારું ચિહ્ન નથી."

શ્રી. રવીંદ્રનાથ અને એમની પુત્રવધૂની સાથે જ હું માર્સેલ્સથી તા. ૨૭ જુલાઈને શુમારે પી. ઓ. કંપનીની આગબોટ મોરિયામાં બીજા વર્ગમાં બેસીને મુંબઇ આવવા ઊપડી. મારી કેબિનમાં એક

નથી. હાલનું સ્ત્રીશિક્ષણ ઘણે અંશે પુરુષોના શિક્ષણને અનુસરે છે. તેમાં હવે વખતસર ફેરફાર કરવો જોઇએ.

હાલનાં ઘણાં કુટુંબોમાં એવું જોવામાં આવે છે, કે ઘરની ગૃહિણી ઉપર ઘરના હોંશિયાર નોકરચાકર પોતાનો જ હુકમ ચલાવે છે. તે જ પ્રમાણે ઘરનાં બાળકો પણ માની કોઇ પ્રકારે આમન્યા ગણતાં નથી. કોંકણમાં જૂની પરંપરાથી ચાલતાં આવેલાં ઘરોમાં આવી સ્થિતિ દેખાતી નહોતી. ઘરમાં બાળકો માને ગમે તેમ ઉત્તર આપી ખૂમરાણ કરતાં દેખાય છે, અને પોતાનો બધો વખત હતૂતૂ–હમામા કરવામાં ગાળે છે. મારું કહેવાનું એમ નથી, કે છોકરાઓએ હમેશાં દીવાલની જેમ ખૂણામાં બેસી રહેવું. માએ તેમને અભ્યાસ અને રમતના સમયો નક્કી કરી આપવા જોઇએ, અને તે પ્રમાણે તેમની પાસે અમલ કરાવી લેવો જોઇએ. માએ પોતે પોતાનું જીવન નિયમિત અને વ્યવસ્થિત કરવાથી નોકરચાકરો અને બાળકોને પણ સારી ટેવો પડશે.

ઘર એ એક શાળા જ છે. ગૃહિણી અને ગૃહસ્થ એ બે એ શાળાના મુખ્ય શિક્ષકો છે. તેમણે ઘરનાં બાળકો તથા નોકરચાકરોને ગૃહશિક્ષણ આપવાનું છે. શિક્ષકો જાતે જ ગાંભીર્ય છોડી ઘરમાંનાં માણસોને કેળવવાનું છોડી દે તો નોકરચાકર અને છોકરાંમાં અંધાધુધીનું રાજ્ય પ્રવર્ત્યા વિના રહેશે નહિ. કેટલીક જગાએ આવી અંધાધૂંધી મારા જોવામાં આવી છે. પચાસ વર્ષ પહેલાંના આપણા ઘરમાં આપણને જે શિક્ષણ મળતું તથા ટાપટીપ અને વ્યવસ્થિતપણાની જે ટેવો પાડવામાં આવતી તેવી જાતની વ્યવસ્થા હાલનાં ઘરોમાં કોઇક જ ઠેકાણે જોવામાં આવે છે.

પહેલાંની આપણી કુટુંબપદ્ધતિ હાલ પડી ભાંગવાની અણી પર છે. પહેલાંનાં મોટાં કુટુંબોમાં ભાગલા પડી હવે રાજા, રાણી ને સુવરાજ એટલા પર જ કુટુંબસંખ્યા આવી લાગી છે. પાશ્ચાત્ય સમાજોમાં કુટુંબો નાશ પામી હોટેલનું જીવન વધતું આવ્યું છે, તથા

વિવાહિત કરતાં અવિવાહિતની સંખ્યા વધતી જાય છે. આ ઉપરથી આપણે કંઇક શીખીશું કે તેમનું જ અનુકરણ કરશું ? આ બાબતમાં આપણા સમાજની સ્થિતિ ખૂબ વિચિત્ર થતી જાય છે.

આપણો દેશ ઉષ્ણ હોવાને લીધે અને આરોગ્ય વિષે બધે અજ્ઞાન હોવાને લીધે, અને આપણી સ્થિતિ ખૂબ ગરીબ હોવાને લીધે, આપણા દેશમાં યુરોપિયન રહેણીનું અનુકરણ થાય તો તેનું પરિણામ એકંદર સમાજ ઉપર અહિતકર થયા વગર રહેશે નહિ એમ મને લાગે છે. યુરોપિયન રહેણીમાં રહેલી સ્વચ્છતા, ટાપટીપ, ગૃહશિક્ષણ, ગાંભીર્ય ઇત્યાદિ સારા ગુણોનું અનુકરણ કરવાને બદલે ઉપરઉપરની ફેશનનું જ અનુકરણ હાલમાં આપણા સમાજમાં થાય છે.

જૂના કે નવા કોઇપણ જાતના ધાર્મિક આચાર ઘરમાં થતું ન હોવાથી આપણાં કુટુંબોમાં નૈતિક અને ઉચ્ચ ભાવનાની વૃદ્ધિ જેવી થવી જોઇએ તેવી થતી નથી. જરૂર કેટલાંક નમૂનેદાર અને સારાં કુટુંબો મળી આવશે; પણ તેટલાં બાદ કરીએ તો ઘણે ઠેકાણે અર્ધી યુરોપિયન અને અર્ધી હિંદુ રહેણી જોવામાં આવે છે. આવી સ્થિતિ હોવાથી આગળ ઉપર આપણી કુટુંબસંસ્થાનું શું થશે, એ વિષે ચિંતા થાય છે. યુરોપની સ્ત્રીઓ ઘર સંભાળવા ઉપરાંત અનેક સાર્વજનિક કામો કરે છે. દાખલાતરીકે, લેખો લખવા, સભાઓમાં જવું, વ્યાખ્યાનો આપવાં, બાળઉછેર અને બાળશિક્ષણની પ્રવૃત્તિઓ ઉપાડવી, શહેરનું આરોગ્ય વધારવું, સ્ત્રીઓના દુઃખનો વિચાર કરવો વગેરે અનેક કામો તેઓ કરે છે.

આપણા દેશમાં આ કામનો સર્વ બોજો ભણેલી કુમારિકાઓ અને વિધવાઓ ઉપર પડે છે. પરંતુ આ કામમાં વિવાહિત સ્ત્રીઓ જો ભાગ લે તો ઘરના પુરુષોને પણ કામ કરવા ઉત્તેજન મળે અને આ બધું કામ સારી રીતે પાર પડે. આપણે ત્યાં વિવાહિત સ્ત્રીઓ કંઇ ને કંઇ કારણસર પુરુષો આગળ ગડગડાટ કરતી જ હોય છે. તેને લીધે ભણેલો પતિ અથવા છોકરો પોતાની ફુરસદનો ઘણોખરો

પેજાની બાઇની સોબત હતી. અમારી સ્ટીમરમાં ૨૫ હિંદી વિદ્યાર્થીઓ હતા. આ વિદ્યાર્થીઓ સાથે રવીંદ્રબાબુનું કાવ્યશાસ્ત્ર ઉપર વિવેચન થતું હતું તે સાંભળવામાં અમારો વખત બહુ આનંદમાં પસાર થતો. અનેક વાર ચાંદનીમાં બેસી કલાકના કલાક રવીંદ્રબાબુનાં વચનામૃતનું પાન કરવામાં અમે ગાળ્યા. એ રાતો અને એ પ્રસંગો હું કદી ભૂલીશ નહિ. આવી રીતે હું રવીંદ્રબાબુના સાથમાં તા. ૧૫મી જુલાઇએ મુંબઇ આવી પહોંચી. હવે હિંદુસ્તાનના કિનારા પર મારો પગ મૂકીશ, એ વિચારથી મારા મનમાં જુદીજુદી જાતના તરંગોનું તોફાન જાગ્યું. મુંબઈ આવ્યા બાદ બેત્રણ દિવસમાં જ હું હિંગણે આશ્રમમાં મારા કામ પર જોડાવા માટે ઊપડી ગઈ.

*

## પ્રકરણ પચીસમું

### સામાજિક પ્રશ્નો પર મારા કેટલાક વિચાર

હિંદુસ્તાનનાં આગેવાન સ્ત્રીપુરુષોએ સામાજિક પ્રશ્નો પર પોતાના મતો વારંવાર પ્રસિદ્ધ કર્યા છે. સુધારકોએ તો એ જુદાજુદા પ્રશ્નો પર સામાજિક પરિષદોમાં ઠરાવે પણ પાસ કર્યા છે. બીજાઓની માફક મને પુસ્તકિયા જ્ઞાન નથી તેમ કોઈ વિશ્વવિદ્યાલયની પદવી પણ મને મળેલી નથી. આથી આવા વિષયો પર લખવા માટે જે જ્ઞાન જોઈએ તે મને નથી. પણ સંસ્થાના કામ માટે ઘણાં વર્ષ સુધી પ્રવાસ કરવો પડેલો હોવાથી સમાજનાં જુદાંજુદાં દરજ્જે ભાગ જોવામાં આવ્યાં છે. તેમ જ યુરોપ અમેરિકાના પ્રવાસને લીધે ત્યાંના અને આપણા સમાજ વચ્ચે તુલના કરવાનું પણ મળ્યું છે. બીજાને કદી ન મળનારો એવો અનુભવ મને મળ્યો છે, તેની મદદથી મારા કેટલાક મતો હું અધા આગળ

ધું કરું છું. જુદાજુદા સામાજિક પ્રશ્નોનો વિચાર કરવામાં તેનો ડો ઘણો ઉપયોગ થશે, એમ મને આશા છે.

સ્ત્રીઓના સાર્વજનિક જીવનના બે ભાગ કરી શકાય. અવિવાત સ્ત્રીઓ કરતાં વિવાહિત સ્ત્રીઓની સંખ્યા ક્યારેય અધિક જ વાની. કુટુંબપોષણ માટે પુરુષોને ઘરની બહાર જઈ ઉદ્યોગ રી પૈસા મેળવવા પડે છે, અને સ્ત્રીઓને ઘરમાં રહી કુટુંબરક્ષણ રવું પડે છે. હાલની મોંઘવારીને લીધે પુરુષોને પહેલાં કરતાં જુદાં દાં કામો વધારે કરવાં પડે છે; તેથી તેમનો ઘણોખરો વખત ર બહાર જ જાય છે. ઉદ્યોગધંધામાં પડેલા પુરુષોનો કામનો સમય ણ અનિશ્ચિત હોવાથી, એવા પુરુષોને ઘરમાં રહેવાનો યે વખત નથી નો. આ સ્થિતિમાં છોકરાંનો બધો ભાર સ્ત્રીઓ પર જ પડે છે.

હાલમાં ઘરમાં બાળકોની રીતભાત, શિષ્ટાચાર, જેને ઇંગ્રેજીમાં ગૂડ મેનર્સ' કહે છે તેની ટેવ પાડવાનો જોઈએ તેટલો પ્રયત્ન રવામાં આવતો નથી. પૈસા ઘરમાં લાવીને નાખવા તે સિવાય રુષવર્ગનો ઘર સાથે વિશેષ સંબંધ રહેતો નથી. નોકરચાકર કે ાળકો સાથે પણ તેમનો વિશેષ સંબંધ થતો નથી. ઘરમાં તેમ જ ુટુંબમાં સારું વલણ અને શિસ્ત બેસાડવાની જવાબદારી સ્ત્રીઓ ર આવી પડી છે. સ્ત્રીઓ દેશની ભાવિ માતા હોવાથી તેમને મારોપયોગી સર્વ શિક્ષણ આપવું જોઈએ.

પ્રાથમિક સ્વરૂપનું વૈદક, બાળઉછેર, પાકશાસ્ત્ર, ફૂલવાડી, બગીચાકામ, ઘરની સ્વચ્છતા, અન્નસામગ્રીની ખરીદી અને સંગ્રહ, ગાયન, ધાર્મિક વિધિ તથા આચાર વગેરે સર્વે મહત્ત્વના વિષયોની માહિતી સ્ત્રીઓને આપવી જોઈએ.

હાલની ભણેલી છોકરીઓનું જ્ઞાન છોકરાઓના જેવું જ હોય છે, અને તે જ્ઞાનનો તેમને સંસારમાં જરા જેટલો પણ ઉપયોગ થતો નથી. હાલની ભણેલી છોકરીઓનો સંસાર આપણી અશિક્ષિત સ્ત્રીઓના સંસાર કરતાં વધારે ઠીક ચાલતો હોય છે એવું કંઈ દેખાતું -

નથી. હાલનું શિક્ષણ ઘણે અંશે પુરુષોના શિક્ષણને અનુસરે છે. તેમાં હવે વખતસર ફેરફાર કરવો જોઈએ.

હાલનાં ઘણાં કુટુંબોમાં એવું જોવામાં આવે છે, કે ઘરની ગૃહિણી ઉપર ઘરના હોશિયાર નોકરચાકર પોતાનો જ હુકમ ચલાવે છે. તે જ પ્રમાણે ઘરનાં બાળકો પણ માની કોઈ પ્રકારે આમન્યા રાખતાં નથી. કોંકણમાં જૂની પરંપરાથી ચાલતાં આવેલાં ઘરોમાં આવી સ્થિતિ દેખાતી નહોતી. ઘરમાં બાળકો માને ગમે તેમ ઉત્તર આપી ખૂમરાણ કરતાં દેખાય છે, અને પોતાનો બધો વખત હતુતુ-ધમાચકડ કરવામાં ગાળે છે. મારું કહેવાનું એમ નથી, કે છોકરાઓએ હમેશાં ઢીંગલીની જેમ ખૂણામાં બેસી રહેવું. માએ તેમને અભ્યાસ અને રમતના સમયો નક્કી કરી આપવા જોઈએ, અને તે પ્રમાણે તેમની પાસે અમલ કરાવી લેવો જોઈએ. માએ પોતે પોતાનું જીવન નિયમિત અને વ્યવસ્થિત કરવાથી નોકરચાકરે અને બાળકોને પણ સારી ટેવો પડશે.

ઘર એ એક શાળા જ છે. ગૃહિણી અને ગૃહસ્થ એ બે એ શાળાના મુખ્ય શિક્ષકો છે. તેમણે ઘરનાં બાળકો તથા નોકરચાકરોને ગૃહશિક્ષણ આપવાનું છે. શિક્ષકો જાતે જ ગાંભીર્ય છોડી ઘરમાંનાં માણસોને કેળવવાનું છોડી દે તો નોકરચાકર અને છોકરાંમાં અંધાધૂંધીનું રાજ્ય પ્રવર્ત્યા વિના રહેશે નહિ. કેટલીક જગ્યાએ આવી અંધાધૂંધી મારા જોવામાં આવી છે. પચાસ વર્ષ પહેલાંના આપણા ઘરમાં આપણને જે શિક્ષણ મળતું તથા ટાપટીપ અને વ્યવસ્થિતપણાની જે ટેવો પાડવામાં આવતી તેવી જાતની વ્યવસ્થા હાલનાં ઘરોમાં કોઈક જ ઠેકાણે જોવામાં આવે છે.

પહેલાંની આપણી કુટુંબપદ્ધતિ હાલ પડી ભાંગવાની અણી પર છે. પહેલાંનાં મોટાં કુટુંબોમાં ભાગલા પડી હવે રાજા, રાણી ને યુવરાજ એટલા પર જ કુટુંબસંખ્યા આવી લાગી છે. પાશ્ચાત્ય સમાજોમાં કુટુંબો નાશ પામી હોટેલનું જીવન વધતું ચાલ્યું છે, તથા

વિવાહિત કરતાં અવિવાહિતની સંખ્યા વધતી જાય છે. આ ઉપરથી આપણે કંઇક શીખીશું કે તેમનું જ અનુકરણ કરશું ? આ બાબતમાં આપણા સમાજની સ્થિતિ ખૂબ વિચિત્ર થતી જાય છે.

આપણો દેશ ઉષ્ણ હોવાને લીધે અને આરોગ્ય વિષે અધે અજ્ઞાન હોવાને લીધે, અને આપણી સ્થિતિ ખૂબ ગરીબ હોવાને લીધે, આપણા દેશમાં યુરોપિયન રહેણીનું અનુકરણ થાય તો તેનું પરિણામ એકંદર સમાજ ઉપર અહિતકર થયા વગર રહેશે નહિ એમ મને લાગે છે. યુરોપિયન રહેણીમાં રહેલી સ્વચ્છતા, ટાપટીપ, ગૃહશિક્ષણ, ગાંભીર્ય ઇત્યાદિ સારા ગુણોનું અનુકરણ કરવાને બદલે ઉપરઉપરની ફેશનનું જ અનુકરણ હાલમાં આપણા સમાજમાં થાય છે.

જૂના કે નવા કોઈપણ જાતના ધાર્મિક આચાર ઘરમાં થતું ન હોવાથી આપણાં કુટુંબોમાં નૈતિક અને ઉચ્ચ ભાવનાની વૃદ્ધિ જેવી થવી જોઇએ તેવી થતી નથી. જરૂર કેટલાંક નમૂનેદાર અને સારાં કુટુંબો મળી આવશે; પણ તેટલાં બાદ કરીએ તો ઘણે ઠેકાણે અર્ધી યુરોપિયન અને અર્ધી હિંદુ રહેણી જોવામાં આવે છે. આવી સ્થિતિ હોવાથી આગળ ઉપર આપણી કુટુંબસસ્થાનું શુ થશે, એ વિષે ચિંતા થાય છે. યુરોપની સ્ત્રીઓ ઘર સંભાળવા ઉપરાંત અનેક સાર્વજનિક કામો કરે છે. દાખલાતરીકે, લેખો લખવા, સભાઓમાં જવું, વ્યાખ્યાનો આપવાં, બાળઉછેર અને બાળશિક્ષણની પ્રવૃત્તિઓ ઉપાડવી, શહેરનું આરોગ્ય વધારવું, સ્ત્રીઓના દુઃખનો વિચાર કરવો વગેરે અનેક કામો તેઓ કરે છે.

આપણા દેશમાં આ કામનો સર્વ બોજો ભણેલી કુમારિકાઓ અને વિધવાઓ ઉપર પડે છે. પરંતુ આ કામમાં વિવાહિત સ્ત્રીઓ જો ભાગ લે તો ઘરના પુરુષોને પણ કામ કરવા ઉત્તેજન મળે અને આ બધું કામ સારી રીતે પાર પડે. આપણે ત્યાં વિવાહિત સ્ત્રીઓ કંઇ ને કંઇ કારણસર પુરુષો આગળ બડબડાટ કરતી જ હોય છે. તેને લીધે ભણેલો પતિ અથવા છોકરો પોતાની ફુરસદનો ઘણોખરો

વખત ક્લબમાં ગાળે છે. બપોરના વખતની ચા પણ આ લોકો ઘર નજીક હોય છતાં બહારથી જ લે છે. ઘર એટલે એક વીશી એવી સ્થિતિ ઘણી જગ્યાએ દેખાતી હોય છે. પાશ્ચાત્ય દેશો પ્રમાણે ઘેર આવવા પુરુષોને એક પ્રકારનું આકર્ષણ લાગવું જોઈએ એવું આપણે અહીં લાગે છે કે કેમ એનો વિચાર દરેકે પોતાના મનમાં જ કરી લેવો.

આપણાં છોકરાં અને આપણા ઘરના પુરુષ, એમને ઘર એ સુખનું ધામ અને સમાધાનનું સાધન લાગવું જોઈએ. તેવું બનાવવાનો પ્રયત્ન સ્ત્રીઓની તરફથી થવો જોઈએ. આપણા ઘરની શોભા કેમ વધારવી, ઘરનું આરોગ્ય કેમ વધારવું, ઘર આનંદદાયક કેમ કરાય, એ બાબતનું શિક્ષણ પ્રત્યેક ગૃહિણીએ લેવું જોઈએ. ગૃહવ્યવસ્થા એ વિષયની માથે ઉપર આપેલી માહિતી છોકરીઓની શાળામાં છોકરીઓને અપાય એવી વ્યવસ્થા કરવી જોઈએ.

આપણા દેશમાં સ્ત્રીઓના સૌંદર્યની વૃદ્ધિ જેવી થવી જોઈએ તેવી થયેલી લાગતી નથી. આ બાબતમાં પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓ પાસે આપણી સ્ત્રીઓને ઘણું શીખવા જેવું છે. લગ્નને પહેલે દહાડે પોતાના પોષાક અને દેખાવ માટે જેટલી કાળજી ત્યાં સ્ત્રીપુરુષો લે છે તેટલી જ કાળજી લગ્ન થયાને પચ્ચીસ વર્ષ થઈ ગયાં હોય તો-પણ તેઓ લે છે. પોતે સુંદર અને સુઘડ દેખાવું અને પોતાના પતિનું બધું ધ્યાન પોતા પર ચોંટી રહે એમ કરવું, એવી મહત્ત્વાકાંક્ષા ત્યાં જોવામાં આવે છે. ને પતિ પણ લગ્ન થયા પહેલાં પોતાની ભાવી પત્નીનું મન ખેંચવા જે પ્રયત્ન કરે છે, એટલો જ પ્રયત્ન લગ્ન થયા બાદ પણ કરવામાં કસર રાખતો નથી. આથી તદ્દન ઊલટી સ્થિતિ આપણે ત્યાંની છે. ગૃહિણીનો ઘરમાંનો પોષાક તદ્દન ભિખારણ જેવો હોય છે. આ બાબતમાં ટાપટીપથી રહો એમ જો ઉપદેશ કરવામાં આવે તો, "હવે કોઈ જોવાને આવવાનું છે શું? જોવાનું હતું તે બધું જોવાઈ ગયું !" એમ ઉત્તર મળશે. લગ્ન અને

જનોઈ વખતે વરઘોડાઓમાં જતાં જેટલી પોષાકની કાળજી લેવામાં આવે છે તેના સોમા ભાગની પણ ઘરમાં પતિપત્ની પોતપોતાના પોષાકની કાળજી લેતાં નથી. 'હવે શું, લગ્ન થઈ ગયાં છે' એવા ઉદ્ગાર સંભળાય છે. પત્ની લગ્ન પછી પોતાના સૌંદર્યની અને પોષાકની કાળજી લે તો તેનાથી પતિને ખાતરીપૂર્વક આનંદ થશે; તે જ પ્રમાણે પતિ પત્નીની મરજી સંભાળવાનો પ્રયત્ન લગ્ન પછી પણ ચાલુ રાખે તો તેને લીધે પત્નીની પ્રસન્નતા વધશે. પાશ્ચાત્ય દેશોમાં આને એક કળા ગણી પતિ પત્ની દ્વારા એનો વિકાસ થાય છે. અને આને લીધે નીરસ અને દુઃખમય સંસારમાં એક નવું સુખ ત્યાંનાં દંપતીને અનુભવવાનું મળે છે અહીંનાં દંપતીઓએ એનું અનુકરણ કરવા જેવું છે. એથી લગ્ન જીવન વધારે પ્રેમમય અને સુખદાયક લાગશે અને તેથી જગતનો આનંદ અને સુખ વધશે.

પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓ તનતોડ મહેનત કરીને ઘરમાં સ્વચ્છતા રાખે છે. ઘરમાં હમેશાં શાંતિનું રાજ્ય પ્રવર્તે અને સલાહસંપ વધે એવી વ્યવસ્થા ત્યાં રાખવામાં આવે છે. આનાથી ઊલટું આપણે ત્યાં કેટલાક શ્રીમંતોના ઘરમાં પણ ખૂણેખાચરેથી વર્ષોનાં વર્ષથી ભેગો થયેલો કચરો, કરોળીઆનાં જાળાં અને ન ધોયેલા ચાના પ્યાલા મળી આવશે. બારીના કાચ અને ઘરની પેટીઓની ઉપર વર્ષમાં એક વાર પણ હાથ ફેરવવાનો રિવાજ બહુ જ થોડી જગ્યાએ દેખાય છે. કેટલીક વાર ઘરમાંની ચીજો પણ ઠીક ઢાંકેલી રાખવાની કાળજી લેવામાં આવતી નથી. આને લીધે આરોગ્યને હાનિ પહોંચે છે.

આપણાં ઘરોનાં જાજરૂ અને વિલાયતનાં જાજરૂમાં કેટલો બધો ફરક માલૂમ પડે છે ! યુરોપમાં ગંડાસ સ્વચ્છ રાખવાની કાળજી લેવાય છે. આપણા દેશમાં તેમાં બીડીનાં ઠૂંઠાં પડેલાં હોય, મોરીઓ ભરેલી હોય, વગેરે ચીતરી ચડે એવુ જોવામાં આવે છે. શૌચકૂપ સારો અને સ્વચ્છ રાખવાની હું હમેશાં કાળજી લઉં છું. અને સંસ્થાના શૌચકૂપ મેં અનેક વખત પોતે જ સાફ કર્યા છે. આ બાબતમાં

મારા પોતાના વર્તનથી જ બીજાને દાખલો બેસાડવાનો મેં પ્રયત્ન કર્યો છે. અમેરિકાથી હિંદુસ્તાન આવ્યા બાદ હું પહેલી પ્રથમ જ્યારે હિંગણે ગઈ ત્યારે પહેલું કામ જે મેં હાથમાં લીધું તે શૌચકૂપ સાફ કરવાનું હતું. મારો દાખલો જોઈ, તે વખતે કેટલીક વિદ્યાર્થિનીઓએ જાતે મને મદદ કર્યાનું યાદ આવે છે.

આ બધી વાત અહીં કહેવાનું કારણ એટલું જ, કે આપણા ઘરનાં બાગ, શૌચકૂપ આપણને સાફ રાખતાં આવડે નહિ તો પછી આપણને આપણું ઘર સાફ રાખતાં કેમ આવડશે, એની મને હમેશાં ચિંતા થાય છે. ખરી ચીડ ગંદકી ઉપાડવામાં નથી, પણ ગંદકીમાં રહેવામાં છે. આ સમજણ આપણા મન પર ઠસે તો આરોગ્ય જાળવવાની બાબતમાં આપણે સારી સંભાળ રાખી શકીશું. અમેરિકામાં આ બાબત વિશે જેટલી સમજણ છે તેટલી આપણે ત્યાં દેખાતી નથી.

*

## પ્રકરણ છવ્વીસમું

### આપણી વિવાહપદ્ધતિ

**આ**પણી વિવાહપદ્ધતિ સમાજની સ્થિરતા માટે અસ્તિત્વમાં આવી છે. કોઈ પણ વિવાહપદ્ધતિ પૂર્ણપણે નિર્દોષ હોય શકે નહિ. જે વિવાહપદ્ધતિને લીધે કુંવારા કરતાં પરણેલાઓની સંખ્યા વધે તે વિવાહપદ્ધતિ યોગ્ય છે, એમ કહેવું જોઈએ. પહેલાંની બાળવિવાહ-પદ્ધતિને ઠેકાણે હવે ગરીબીને લીધે કહો અથવા કેળવણીને લીધે કહો, પ્રૌઢ વિવાહપદ્ધતિ શરૂ થઈ છે. પણ પ્રૌઢ એટલે કેટલી મોટી એની વ્યાખ્યા નક્કી કરવાની જરૂર છે. પ્રૌઢવિવાહની વ્યાખ્યા કંઈ નક્કી ન થાય તો વૃદ્ધ કુમારીના લગ્ન પણ પ્રૌઢવિવાહની વ્યાખ્યામાં આવી જશે. મારા મતે વિવાહસમયે છોકરીની ઉમર ૧૬ થી ૨૦ સુધીની અને છોકરાની ઉમર ૨૫ થી ૩૦ સુધીની હોવી જોઈએ. માબાપે તે

ઉંમરે યોગ્ય વરવધૂ જોઈ વિવાહ ગોઠવવો અને પછી તે ઉકલી લેવાનું બહુ લંબાવવું નહિ. લગ્ન બહુ લંબાવવામાં આવે તો વરકન્યાને અવિવાહિત રહેવું પડે અને તેમને તેનું દુષ્પરિણામ ભોગવવું પડે. માટે ઉપરની વયમર્યાદામાં જ લગ્ન કરી નાખવાં, એ ગૃહસુખની દૃષ્ટિએ અતિશય ઇષ્ટ છે.

છોકરાછોકરીઓએ વૈયક્તિક સ્વાતંત્ર્યના મોહમાં ન ફસાતાં જેમણે તેમને જન્મ આપ્યો અને શિક્ષણ આપી મોટાં કર્યાં, તેમનાં ડહાપણ પર વિશ્વાસ રાખી સુખી થવાનો પ્રયત્ન કરવો. વડીલોએ પણ આ બાબતમાં પોતાના સંસારના અનુભવનો બાળકોને લાભ આપવો. રૂપ, પદવી અને પૈસાને ખોટું મહત્ત્વ આપવામાં આવે તો ઘણાં છોકરાછોકરીઓને કુંવારા જ રહેવું પડે. પહેલાંની આપણી બાળવિવાહપદ્ધતિ અને પશ્ચિમની પ્રીતિવિવાહપદ્ધતિ એ બે છેડાની વચ્ચેની વિવાહપદ્ધતિ આપણને વિશેષ ઉપયોગી થાય એવી છે. જાપાનમાં યે એ જ પદ્ધતિ લોકપ્રિય થઈ છે. છોકરાએ પોતાનું જીવન વધારે ખરચાળ બનાવી લગ્ન લંબાવવાનો માર્ગ સ્વીકારવો ન જોઈએ. છોકરીએ પણ અવ્યવહારુ શરતો મૂકી જન્મ સુધી કુંવારી રહેવાનો નિશ્ચય કરવો ન જોઈએ. બધી છોકરીઓને આઈ. સી. એસ. [ I. C. S. ] વર મળવો શક્ય નથી. સારું સારું આવ્યું હોય ત્યારે પરીક્ષા પાસ કરવાનું બહાનું કાઢવું ગેરવાજબી છે. અલ્પવયી પણ એક બે નાનાં બાળકોવાળા વિધુર જોડે નહિ પરણુ, તેના કરતાં તો કુંવારી જ રહીશ—એવો આગ્રહ પણ અવ્યવહારુ ગણાય. વિવાહ વગર કોઈ પણ વ્યક્તિને પૂર્ણત્વ આવતું નથી. કેળવણીનો ઉપયોગ સ્ત્રીઓ પોતાનુ ઘર સુધારવામાં કરશે તો જ તે શિક્ષણદ્વારા દેશનું તથા રાષ્ટ્રનું હિત સાધી શકશે. પોતાની છોકરીને અવિવાહિત રાખવામાં છોકરીને ભણાવવા કરતાં યે વધારે મોટી જવાબદારી પોતે ઉઠાવે છે, એમ વડીલોને લાગવું જોઈએ. છોકરીએ વિવાહ ન કરતાં કુંવારાં રહી નોકરી કરવી એમાં વધારે ભૂષણ રહેલું છે, એમ વડીલોએ માનવું યોગ્ય નથી. વિવાહ એટલે

એક જાતની બાંધછોડ છે. આદર્શ વિવાહ લાખમાં ત્રણ ચાર જ મળશે. બીજાં લગ્નો બાંધછોડ કર્યા વિના સુખકારક નહિ થાય. આ વાત છોકરાછોકરીઓના ધ્યાનમાં આવવી જોઈએ. અવિવાહિત સ્થિતિ એ વિવાહિત સ્થિતિ કરતાં વધારે ખરચાળ અને વધારે અગવડભરી છે. આ બીજું સત્ય પણ વડીલોએ છોકરાછોકરીનાં મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. પાશ્ચાત્ય દેશો પ્રમાણે અહીંનું લગ્નજીવન ટૂંકા સમયનું અને કેવળ કરારના સ્વરૂપનું બને એ યોગ્ય નથી. કર્તવ્ય અને સ્વાર્થત્યાગનો પાયો લગ્ન પાછળ હશે તો તે લગ્ન ચિરકાલિક થઈ દેશને તેમ જ ભાવિ વંશને લાભકારક થશે.

*

## પ્રકરણ સત્તાવીસમું

### સ્ત્રીસંસ્થાઓ અને તેમના પ્રશ્નો

આજ દેશમાં જુદા જુદા પ્રકારની રાષ્ટ્રીય અને ઔદ્યોગિક સંસ્થાઓ ચાલે છે. દેશમાંની સ્ત્રીકેળવણીની સંસ્થાઓ પણ એક રીતે સાર્વજનિક સંસ્થાઓ જ છે. ફરક માત્ર એટલો જ છે, કે દેશની ઇતર સાર્વજનિક સંસ્થાઓ પ્રત્યે જેવું લોકોનું ધ્યાન હોય છે, તેવું સ્ત્રીશિક્ષણની સંસ્થાઓ પ્રત્યે નથી હોતું. આ બહુ ખેદજનક વાત છે. સ્ત્રીશિક્ષણ સંસ્થાની એકાદ વિદ્યાર્થિની કે શિક્ષિકાનો વિવાદ થાય ત્યારે માત્ર તે સંસ્થા ઉપર અનેક બાજુથી નિંદાત્મક ટીકાઓ થાય છે.

ખરું જોતાં મહારાષ્ટ્રમાં કામ કરતી સ્ત્રીશિક્ષણ સંસ્થાઓ કોઈ એક વ્યક્તિની માલિકીની નથી પણ સાર્વજનિક છે, અને તે સંસ્થાઓ ઉપર લોકોએ નીમેલી કાર્યવાહક સમિતિની દેખરેખ છે. લોકોએ તે સંસ્થાના સભાસદ થઈ પોતાના પ્રતિનિધિને આ કાર્યવાહક સમિતિમાં ચૂંટવા જોઈએ. હાલ તેમ થતું નથી. કાર્યવાહક સમિતિમાં નિમાતાં સ્ત્રીપુરુષો ઉપર સમાજનો વિશ્વાસ હોય તો તેઓ પોતાનું કામ વધારે સારી રીતે કરી બતાવી શકે.

સ્ત્રીશિક્ષણ સંસ્થાઓએ શીલવતી, દેશાભિમાની અને સંસ્કારી બાળાઓ તૈયાર કરવી જોઈએ, એવી લોકોની અપેક્ષા હોય છે. સ્ત્રીશિક્ષણ સંસ્થામાં અભ્યાસ કરનારે પોતાને માથે કેટલી મોટી જવાબદારી છે તે હમેશાં ધ્યાનમાં રાખવું જોઈએ. હિંદુસ્તાનમાં પુરુષો કરતાં સ્ત્રીઓના શીલ પ્રત્યે લોકોનું ધ્યાન વધારે હોય છે; માટે મહાવિદ્યાલયો અને વિનયમંદિરોમાં ભણતી છોકરીઓએ પોતાનું વર્તન પોતાની સાથે ભણતા છોકરાઓના જેવું ન રાખતાં વધારે શીલયુક્ત અને નમ્ર રાખવું જોઈએ.

તેમણે પોતાનાં પોશાક અને રીતભાત કોઈ રીતે દોષયુક્ત દેખાય નહિ, એવાં સભ્ય અને શિષ્ટ રાખવા જોઈએ. પોતાના શિક્ષકો (તે વિવાહિત હોય કે અવિવાહિત હોય) સાથેનો સંબંધ કામ પૂરતો જ રાખવો જોઈએ, કારણ, આ બાબતમાં થોડી પણ વધારે છૂટ લેવામાં આવે છે તો વિદ્યાર્થિની વર્ગ તેમ જ બહારના સમાજમાં અનેક પ્રકારની ગેરસમજ ફેલાય છે.

સંસ્થાનું કામ કરતાં લોકો તરફથી વારંવાર એવો પ્રશ્ન પૂછવામાં આવે છે, કે સંસ્થામાં સ્ત્રી અને પુરુષ શિક્ષકોની સંખ્યા કેટલી છે ? માત્ર સ્ત્રીશિક્ષિકાઓ જ કેમ રાખવામા નથી આવતી ? મારી દૃષ્ટિએ બી. એ., એમ. એ. થયેલી સ્ત્રીઓની સંખ્યા હજુ બહુ થોડી છે. અને તેમાંથી જેઓ નોકરી કરવા ચાહે છે, તેમનો લાભ વધારે પગાર મળતો હોવાથી સરકારી સંસ્થાઓને જ વધારે મળે છે. ખાધે-પીધે સુખી હોય એવી ભણેલી સ્ત્રીઓનુ ધ્યાન હજુ જોઈએ તેટલું સાર્વજનિક સંસ્થાઓમાં ઓછે પગારે કામ કરવા પ્રત્યે લાગતું નથી. આવી અનેક અડચણોને લીધે હાલ પુરુષઅધ્યાપકો રાખીને શિક્ષણની સગવડ કરવી પડે છે. પુરુષઅધ્યાપકો દ્વારા સ્ત્રીશિક્ષણનું કામ બરાબર થાય તે માટે તેમની નોકરીને ઓછુવત્તું સ્થાયી સ્વરૂપ આપવું પડે છે. અને આ રીતે ૧૦-૧૧ વર્ષ તેમનું કામ લીધા બાદ યોગ્ય સ્ત્રીઅધ્યાપિકા મળતા જ તેમને રજા આપવી કઠણ થાય છે.

પુરુષો સ્ત્રીશિક્ષણ સંસ્થામાં કામ કરે એ વાત લોકોને હજુ જોઈએ તેટલી પસંદ પડતી લાગતી નથી. આવી સ્થિતિમાં પુરુષ અધિકારી અને શિક્ષકોએ સ્ત્રીશિક્ષણ સંસ્થા ચલાવતાં બહુ કાળજી રાખવી જોઈએ. આ બાબતમાં કેવું વર્તન હોવું જોઈએ, એ વિશે પ્રો. કર્વેએ ઉત્તમ દાખલો બેસાડયો છે. એમનો દાખલો અમારા સર્વે ભાઈઓ ધ્યાનમાં રાખશે એવી આશા છે.

સ્ત્રીશિક્ષણમાં કામ કરતી શિક્ષિકાઓ ઉપર પુરુષશિક્ષકો કરતાં વધારે જવાબદારી આવી પડે છે. છોકરીઓ પુરુષશિક્ષકો કરતાં સ્ત્રીશિક્ષિકાઓનુ વધારે અનુકરણ કરે છે. માટે ખાસ કરીને સ્ત્રીઓએ પોતાનુ વર્તન આદર્શરૂપ રાખી સંસ્થાનું સર્વે કામ યોગ્ય રીતે બરાબર ચાલે એવી કાળજી રાખવી જોઈએ.

*

## પ્રકરણ અઠ્ઠાવીસમું

### સ્ત્રી-ઉન્નતિની ભાવિ દિશા

હિંદુસ્તાનની સ્ત્રીઓની દશા અનેક દષ્ટિએ ખરાબ છે. અને તેને સુધારવા સુધારકોના સતત પ્રયત્નો ચાલી રહ્યા છે. યુરોપમાં પણ સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળ છેલ્લા બસો ત્રણસો વર્ષથી સતત ચાલી રહી છે. યુરોપની સ્ત્રીઓએ આર્થિક સ્વાતંત્ર્ય મેળવ્યું છે, પરંતુ તેથી તેમનો ગુલામી દશામાંથી જે છૂટકારો થવો જોઈએ તે થયો નથી. સ્ત્રીસ્વાતંત્ર્ય એટલે પુરુષોથી સ્ત્રીઓએ તદ્દન સ્વતંત્ર અને સ્વાવલંબી થવું એવો અર્થ થતો હોય તો એવી સ્વતંત્રતા કુદરતી રીતે અશકય અને સામાજિક દષ્ટિએ અનિષ્ટ તેમ જ અવ્યવહાર્ય છે.

આજ હિંદુસ્તાનની સ્ત્રીઓને કાયદાની દષ્ટિએ કેટલાક અધિકારો મળવા જોઈએ એમાં શંકા નથી. પણ એ દુઃખવિમોચન પુરુષો સાથે સહકાર કરીને જ વધારે જલદી થઈ શકે એમ છે. પણ તેથી

પુરુષની ગુલામીમાંથી છૂટવા માટે સ્ત્રીઓ નોકરીની ગુલામી સ્વીકારે એમ ન થવું જોઈએ. યુરોપમાં સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતાને લીધે થયેલી શોચનીય સ્થિતિ જોઈ આપણા દેશની સ્ત્રીઓએ બોધ લેવો, અને સ્ત્રીસ્વાતંત્ર્યની કલ્પનાની તેમણે પુનર્ઘટના કરવી, એવી મારી તેમને નમ્ર વિનંતિ છે. પુરુષોએ સ્ત્રીઓ ઉપર અન્યાય ગુજાર્યો હોય તે દૂર કરવા ચળવળ કરવા હરકત નથી. સુધારકોના પ્રયત્નોથી સતીનો કાયદો, વિધવાવિવાહનો કાયદો, સંમતિ-વયનો કાયદો ઈત્યાદિ અનેક કાયદાઓ જે પસાર થયા છે તે આ ચળવળનાં જ પ્રત્યક્ષ ઉદાહરણો છે. બીજા પણ જે કાયદાઓ કરાવવા ઘટે તે જરૂર કરાવી લેવા પ્રયત્ન કરવો. પણ તે ઉપરાંતની સ્ત્રી-સ્વાતંત્ર્યની ચળવળ યુરોપના અનુકરણરૂપે ન થવી જોઈએ. યુરોપની ચળવળને પરિણામે સ્ત્રીપુરુષોમાં સ્પર્ધા શરૂ થઈ છે, અને સ્ત્રીઓએ પુરુષોનાં કર્તવ્યક્ષેત્રોમાં પ્રવેશ કરી પોતાનાં કર્તવ્યક્ષેત્રો, જે ઘર અને કુટુંબ, તેથી પોતાને કેટલીક બાબતોમાં અલગ કરી નાખી છે. આવી સ્થિતિ હિંદુસ્તાનમાં ઉત્પન્ન થાય એ યોગ્ય નથી.

હિંદુસ્તાનની દરેક સ્ત્રીએ સામાન્ય રીતે ઉત્તમ ભગિની, ઉત્તમ માતા અને ઉત્તમ પત્ની થવાનું ધ્યેય પોતાની આગળ રાખવું જોઇએ. અને સ્ત્રીઓને આપવાના શિક્ષણનો હેતુ ઉપરના ધ્યેયને સુસંગત હોવો જોઈએ. યુરોપમાં સ્ત્રીપુરુષના શિક્ષણમાં પ્રકૃતિ-ભેદ અને કર્તવ્યક્ષેત્રભેદની દૃષ્ટિએ ફેરફ કરવો જોઇએ એવી ચળવળ શરૂ થઈ છે. ત્યાંનું શિક્ષણ સ્ત્રીને માતા તથા ગૃહિણીનું કર્તવ્ય બજાવવા માટે જેટલું જોઇએ તેટલું ઉપયોગી થતું નથી, એમ ત્યાંના કેટલાક વિદ્વાનો કહેવા લાગ્યા છે.* જે છોકરીઓનાં લગ્ન

* આ સંબંધમાં વિશેષ ચર્ચા પ્રો. કર્વેના આત્મવૃત્તના બીજા ભાગના ત્રીજા પ્રકરણમાં કરેલી છે, એ સર્વ વાચકોએ અવશ્ય વાચવી. –લેખિકા
( આ પુસ્તકનો અનુવાદ શ્રી. જીવણલાલ અમરશીએ બહાર પાડ્યો છે. )
[ અનુવાદક ]

થયાં છે, અને જે છોકરીઓ આજ ત્યાં સંસાર ચલાવે છે, તેમની ગૃહવ્યવસ્થા આપણી અહીંની છોકરીઓએ અનુકરણ કરવા જેવી છે

હિંદુસ્તાનમાં પણ કર્તવ્યભેદની દૃષ્ટિએ સ્ત્રી અને પુરુષના શિક્ષણમાં કંઈ જ ફરક રાખવામાં ન આવે તો અહીં પણ યુરોપની માફક સ્ત્રીઓ પર ખરાબ પરિણામ થયા વિના રહેશે નહિ આજે જ એવું ખરાબ પરિણામ કેટલીક જગ્યાએ ઉચ્ચ શિક્ષણ મેળવેલી સ્ત્રીઓ પર થયેલું જોવામાં આવે છે માટે વખતસર ચેતીને આપણે સ્ત્રીશિક્ષણની બાબતમાં જાપાનનું અનુકરણ કરવાનો હવે વખત આવી લાગ્યો છે

હિંદુસ્તાનની સ્ત્રીઓ સુમાતા અને સુગૃહિણી થાય એ હેતુથી પ્રો. કર્વેએ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની સ્થાપના કરી છે. એ પ્રવૃત્તિ અતિશય યોગ્ય સમયે શરૂ થઈ છે, એમ કહેવાને હરકત નથી આ ચળવળ પ્રત્યે ભણેલાઓનું જેટલું ધ્યાન ખેંચાવું જોઈએ તેટલું ખેંચાતું નથી, એ બહુ ખેદની વાત છે ગરીબ માબાપો શિક્ષણથી ઉત્પન્ન થયેલી બેકારી આંખ આગળ દેખતા છતાં, તેઓ પોતાની છોકરીને અથવા સ્ત્રીઓને આગળ ઉપર નોકરી મળી શકશે એ મોહથી છોકરાઓની પાઠશાળામાં જ ભણવા મોકલે છે વિવાહ કરવા ઇચ્છનારી છોકરીઓને નોકરી પર વળગાડવાથી તે છોકરીઓની 'ન સંસાર, ન મોક્ષ' એવી સ્થિતિ થાય છે સ્ત્રીઓને માટે વિવાહિત સ્થિતિ કરતાં નોકરીની દશા વધારે ગુલામીની છે પૈસાની આ ગુલામગીરી કરતાં સંસારમાંની પ્રેમની ગુલામગીરી સ્ત્રીઓને વધારે પસંદ કરવાને હરકત નથી. સ્ત્રીઓને માટે સુમાતા અને સુગૃહિણી થવાના ધ્યેય કરતાં આર્થિક સ્વતંત્રતા મેળવવી, એ કમી દરજ્જાનું ધ્યેય છે સ્ત્રીઓએ ઘરગથ્થુ ઉદ્યોગ-ધંધા ( Cottage Industries ) ઘરમાં રહી જરૂર કરવા સ્ત્રીઓ વિવાહિત હોય તો યે તેમને ડૉક્ટર, નર્સ તથા શિક્ષિકાઓનો ધંધો કરવામાં હરકત આવશે નહિ ઊલટાં એ કામો તેઓ વધારે ઉત્સાહપૂર્વક કરી શકશે, એમ લાગે છે ગામડાંઓમાં

તથા મોટાં શહેરોમાંયે સામાજિક પરિસ્થિતિ એટલી વકટ હોય છે કે સુશિક્ષિત સ્ત્રીની વિવાહિત સ્થિતિ અવિવાહિત સ્થિતિ કરતાં ઓછી ત્રાસદાયક અને દુઃખી છે, એમ માલમ પડ્યા વિના રહેતું નથી. સામાજિક નિંદા, ઉપહાસ, મત્સર વગેરે અનેક વાતોથી અવિવાહિત સ્ત્રીઓને પોતાનું રક્ષણ કરવું પડે છે. અને તેનો સહેલો ઉપાય જોઈએ તો સ્ત્રીઓએ પરણવું એ જ છે. જો અવિવાહિત રહીને સામાજિક કામ કરવા ઇચ્છે તો તેઓ મગાવહાશ્રમના આશ્રય તળે રહીને જ ઘણાખરાં કામ બરોબર કરી શકે છે.

સ્ત્રીઓની વિદ્યાપીઠની પ્રવૃત્તિને સ્થાયીપણું આવવા માટે ભવિષ્યમાં અનેક પ્રયત્નો થવાની જરૂર છે. "સ્ત્રીઓનો અભ્યાસક્રમ પુરુષોના અભ્યાસક્રમ કરતાં જુદો હોવો જોઈએ," એવો ઠરાવ દર વર્ષે અખિલ ભારતીય સ્ત્રીપરિષદમાં પસાર થાય છે આ ઉપરથી લોકમતનું વલણ કઈ પ્રવૃત્તિની તરફેણમાં છે એ દેખાઈ આવે છે.

સ્ત્રીઓના વિદ્યાપીઠ ને સ્થિર સ્વરૂપ આપવું એ જ પ્રો. કર્વેનું ચિરકાલિક સ્મારક થશે. સર્વ ભાઈબહેનો આ માટે પ્રયત્નની પરાકાષ્ઠા કરી હિંદુસ્તાનના સ્ત્રીશિક્ષણને રાષ્ટ્રીય લક્ષણ આપવા થોડો પણ પ્રયત્ન કરશે, એવી આશા છે.

*
**

# પરિશિષ્ટ ૧

## અમેરિકા જવા માટે તૈયારી

**અ**મેરિકાના પ્રવાસનો અહેવાલ વાંચીને મારી એકાદ હિંદી બહેન અમેરિકા જવા તૈયાર થાય તો મને ઘણો સંતોષ થશે. આજ આપણા હિંદુસ્તાનની કુલીન, લાયક, આશાજનક, સુસ્વરૂપ, ધનવાન અને બુદ્ધિવાન એવી ખાસ પસંદગીની છોકરીઓ અમેરિકા જાય તો તેમને હિંદુસ્તાન અને ઇંગ્લંડ એ બે દેશો કરતાં ત્યાં વધારે શીખવાનું મળશે. આવી છોકરીઓ ત્યાં જાય તો અમેરિકન લોકોનું મન હિંદી સ્ત્રીઓના સંબંધમાં આજે ખ્રિસ્તી મિશનરીઓને લીધે જે કલુષિત થયેલું છે તે સાફ થશે અને તે બાળાઓ પણ પાછી આવ્યા બાદ પોતાની માતૃભૂમિની વિશેષ સેવા કરી શકશે એમ મારી ખાતરી છે.

અમેરિકા જવા ઇચ્છતી છોકરીઓ અને સ્ત્રીઓની માહિતી માટે ત્યાં ગયા પહેલાં કઇ કઇ વસ્તુઓ લેવી જોઇએ અને કેવા પ્રકારની તૈયારી કરવી જોઇએ તેની માહિતી સ્વાનુભવ પરથી નીચે આપી છે તેનો ઉપયોગ પાશ્ચાત્ય દેશોમાં પ્રવાસ કરવા ઇચ્છતી સર્વ સ્ત્રીઓને થશે એમ આશા છેઃ

### કપડાં તથા બીજા સામાનની કામચલાઉ યાદી

| નંગ | | આશરે કિંમત<br>રૂપિયા |
|---|---|---|
| ૨ | ઊનના 'ઓપન અંડરવેર' | ૮૦—૦ |
| ૪ | 'પેટીકોટ'—૨ ઊનના, ૨ સૂતરાઉ | ૪૮—૦ |
| ૪ | ચંઝીફરાક—૨ ,, ૨ ,, | ૧૨—૦ |
| ૨ | સૂતરાઉ સાડીઓ | [illegible] |
| ૨ | રેશમી સાડીઓ | ૧૦—૦ |

૧

| | | |
|---|---|---|
| ૧૨ | (ડઝન) મોજાં (અર્ધાં ઊનનાં અને અર્ધાં સુતરાઉ) | ૪-૦ |
| ૨ | મફલર | ૬-૦ |
| ૧ | જોડી બૂટ પહેરવા પગના | ૧૮-૦ |
| ૧ | „ „ | ૪-૦ |
| ૨ | „ ડેક સ્લિપર | ૩-૦ |
| ૧ | ઠંડીનો ઓવરકોટ | ૩૦-૦ |
| ૧ | હેંડબેગ | ૩૦-૦ |
| ૧ | કૅબિન ટ્રંક | ૨૦-૦ |
| ૧ | સ્ટીમર ટ્રંક | ૩૬-૦ |
| ૧ | ડેક ચેર | ૬-૦ |
| ૧ | અન્નપૂર્ણા કૂકર | ૨૫-૦ |
| | | કુલ રૂ. ૩૨૫ |

ઉપરના સામાન ઉપરાંત પ્રવાસમાં ઉપયોગી થાય એવી વસ્તુઓ, જેવી કે, ફ્રૂટસૉલ્ટની બાટલી, એનિમા, ક્વિનાઈન, માથાના દુખાવા માટે ગોળીઓ, બામ, વેસેલિન, આયોડિન વગેરે જરૂરી ઓસડો, નખ કાપવાની કાતર, લેખનસામગ્રી, હિંદુસ્તાન વિષે સામાજિક, ઔદ્યોગિક, રાજકીય તથા ધાર્મિક સાહિત્યનાં ચૂંટેલાં અને પ્રસિદ્ધ પુસ્તકો પણ સાથે લેવા ભૂલવું નહિ. એ સિવાય લાડુ, ચેવડો નાસ્તાનાં ફળો, કેરીના ચિરાવેલા (કન્ડેન્સ્ડ) ડબ્બા સાથે લેવા. વળી અન્નપૂર્ણા કૂકર અને ખીચડીનો સામાન સાથે લેવો, જેથી કરીને કૂકરમાં દરરોજ આપણે રાંધવાનો સામાન ભરી તેને આગબોટના ભઠિયારામાં રાંધી મંગાવવાની વ્યવસ્થા નોકરચાકરોને તથા બીજા અધિકારીઓને થોડી બક્ષીસ આપી કરાવી શકાય. શરૂઆતમાં રસોઈની ટેવ પડી જાય ત્યાંસુધી આ વ્યવસ્થા પ્રવાસમાં બહુ અગત્યભરી થવાનો સંભવ છે.

મારો પ્રવાસનો પહેલો જ પ્રસંગ હોવાથી હું આટલી વ્યવસ્થા કરી શકી નહોતી, પણ અનુભવથી હું ઉપરની માહિતી આપું છું: મને જે પ્રમાણે માહિતી મળી હતી તે પ્રમાણે તૈયારી કરી અને આગબોટમાં ફળ વગેરે મળે છે અને ખાવાની વ્યવસ્થા પણ હોય છે, એ સમજુતથી ઘેરથી આવેલો ભાથાનો સામાન મેં પાછો મોકલ્યો હતો. અને ટાઢનાં કપડાંની યે ખાસ તૈયારી કરી નહોતી. આથી મારા બહુ બુરા હાલ થયા. જેમને યુરોપમાં પ્રવાસ કરવો છે, અને ત્યાં વિદ્યા અથવા વ્યાપાર માટે ઘણા દિવસ ગાળવા છે તેમણે જતાં પહેલાં ચારપાંચ મહિના બૂટની, પ્રવાસના તથા યુરોપના પોશાકની, અને ત્યાંની રીત પ્રમાણે કાંટા–ચમચાથી જમવાની, આ ત્રણ ટેવો અભ્યાસથી તથા તેમાં કુશળ લોકોની સલાહથી સારી રીતે પાડી લેવી જોઇએ. આથી તેઓ અનેક મુશ્કેલીમાંથી ઊગરશે: દૂધ, બ્રેડ, માખણ, ફળો, એ જ મારો આરંભથી છેવટ સુધીનો આહાર હતો. મારી દૃષ્ટિએ આ આહાર ઠીક હતો; પણ બધાને જ એ આહાર ઉપર ત્યાં રહેવું ફાવે એમ મને લાગતું નથી. અમેરિકામાં શાકાહાર ઉપર રહેવું અશક્ય નથી. પણ તેમ કરવા માટે હાથે રસોઇ કરવાની તૈયારી હોવી જોઇએ, અને તેટલો વખત મળવો જોઇએ: વળી તે ઉપરાંત કોઇક વાર અમેરિકાનાં જુદાં જુદાં શહેરોમાં આપણા દેશની માફક દાળ, ચોખા, તેલ વગેરે વસ્તુ બિલકુલ મળતી નથી. તેથી બહુ કફોડી દશા થાય છે. અહ થી વસ્તુઓ મંગાવવી અને તે પર નિર્વાહ કરવો, એ બહુ ત્રાસદાયક અને કોઈ વાર અગવડભર્યું માલૂમ પડે છે. ત્યાંની હોટેલોમાં જઈ શાકાહાર કાયમ રાખવો હોય તો માત્ર દૂધ, બ્રેડ, બટર ઉપર જ રહેવાની તૈયારી હોવી જોઇએ. અને કેવળ એટલા ઉપર વરસોવરસ ચલાવવું ઘણાને અશક્ય થયા વિના રહેતું નથી. દાક્તરી શાખા, વિજ્ઞાન શાખા, એન્જીનિયરીંગ અને ખેતીવિજ્ઞાનનો અભ્યાસ કરનારાઓને ઘેર રાંધવા માટે સમય જ મળતો નથી, અને તેથી તેમને હોટેલો ઉપર જ આધાર રાખવો પડે છે. મોટાં શહેરોમાં

| | | |
|---|---|---|
| ૧૨ | ( ડઝન ) મોજાં ( અર્ધા ઊનનાં અને અર્ધા સુતરાઉ ) | ૪—૦ |
| ૨ | મફલર | ૬—૦ |
| ૧ | જોડી બૂટ પટ્ટાના પેઢીના | ૧૭—૬ |
| ૧ | ,, ,, | ૪—૦ |
| ૨ | ,, ડેક સ્લિપર | ૩—૦ |
| ૧ | ઠંડીનો ઓવરકોટ | ૩૦—૦ |
| ૧ | દેડબેગ | ૩૦—૦ |
| ૧ | કેબિન ટ્રંક | ૨૦—૦ |
| ૧ | સ્ટીમર ટ્રંક | ૩૬—૦ |
| ૧ | ડેક ચેર | ૬—૦ |
| ૧ | અન્નપૂર્ણા કૂકર | ૨૫—૦ |
| | કુલ રૂ. ૩૨૫ | |

ઉપરના સામાન ઉપગત પ્રવાસમાં ઉપયોગી થાય એવી વસ્તુઓ, જેવી કે ફ્રૂટસૉલ્ટની બાટલી, એનિમા, ક્વિનાઈન, માથાના દુખાવા માટે ગોળીઓ, બામ, વેસેલિન, આયોડિન વગેરે જરૂરી ઓસડો, નખ કાપવાની કાતર, લેખનસામગ્રી, હિંદુસ્તાન વિષે સામાજિક, ઔદ્યોગિક, રાજકીય તથા ધાર્મિક સાહિત્યનાં ચૂંટેલાં અને પ્રસિદ્ધ પુસ્તકો પણ સાથે લેવા ભૂલવું નહિ. એ સિવાય લાડુ, ચીવડો નાસ્તાની ફળો, કેરીના ચિજાવેલા ( કન્ડેન્સ્ડ ) ડબ્બા સાથે લેવા વળી અન્નપૂર્ણા કૂકર અને ખીચડીનો સામાન સાથે લેવો, જેથી કરીને કૂકરમાં દરરોજ આપણે રાંધવાનો સામાન ભરી તેને આગ બોટના ભઠિયારામાં શીજવી મંગાવવાની વ્યવસ્થા નોકરચાકરોને તથા બીજા અધિકારીઓને થોડી બક્ષીસ આપી કરાવી શકાય. શરૂઆતમાં રસોઈની ટેવ પડી જાય ત્યાંસુધી આ વ્યવસ્થા પ્રવાસમાં બહુ અગત્યભરી થવાનો સંભવ છે

મારો પ્રવાસનો પહેલો જ પ્રસંગ હોવાથી હું આટલી વ્યવસ્થા કરી શકી નહોતી, પણ અનુભવથી હું ઉપરની માહિતી આપું છું. મને જે પ્રમાણે માહિતી મળી હતી તે પ્રમાણે તૈયારી કરી અને આગબોટમાં ફળ વગેરે મળે છે અને ખાવાની વ્યવસ્થા પણ હોય છે, એ સમજૂતથી ઘેરથી આવેલો ભાથાનો સામાન મેં પાછો મોકલ્યો હતો. અને ટાઢનાં કપડાંની પે ખાસ તૈયારી કરી નહોતી. આથી મારા બહુ બુરા હાલ થયા. જેમને યુરોપમાં પ્રવાસ કરવો છે, અને ત્યાં વિદ્યા અથવા વ્યાપાર માટે ઘણા દિવસ ગાળવા છે તેમણે જતાં પહેલાં ચારપાંચ મહિના બૂટની, પ્રવાસના તથા યુરોપના પોશાકની, અને ત્યાંની રીત પ્રમાણે કાંટા–ચમચાથી જમવાની, આ ત્રણ ટેવો અભ્યાસથી તથા તેમાં કુશળ લોકોની સલાહથી સારી રીતે પાડી લેવી જોઈએ. આથી તેઓ અનેક મુશ્કેલીમાંથી ઊગરશે. દૂધ, બ્રેડ, માખણ, ફળો, એ જ મારો આરંભથી છેવટ સુધીનો આહાર હતો. મારી દૃષ્ટિએ આ આહાર ઠીક હતો; પણ બધાને જ એ આહાર ઉપર ત્યાં રહેવું ફાવે એમ મને લાગતું નથી. અમેરિકામાં શાકાહાર ઉપર રહેવું અશક્ય નથી. પણ તેમ કરવા માટે હાથે રસોઈ કરવાની તૈયારી હોવી જોઈએ, અને તેટલો વખત મળવો જોઈએ. વળી તે ઉપરાંત કોઈક વાર અમેરિકાનાં જુદાં જુદાં શહેરોમાં આપણા દેશની માફક દાળ, ચોખા, તેલ વગેરે વસ્તુ બિલકુલ મળતી નથી. તેથી બહુ કફોડી દશા થાય છે. અહ થી વસ્તુઓ મંગાવવી અને તે પર નિર્વાહ કરવો, એ બહુ ત્રાસદાયક અને કોઈ વાર અગવડભર્યું માલમ પડે છે. ત્યાંની હોટેલોમાં જઈ શાકાહાર કાયમ રાખવો હોય તો માત્ર દૂધ, બ્રેડ, બટર ઉપર જ રહેવાની તૈયારી હોવી જોઈએ. અને કેવળ એટલા ઉપર વરસોવરસ ચલાવવું ઘણાને અશક્ય થયા વિના રહેતું નથી. દાક્તરી શાખા, વિજ્ઞાન શાખા, એન્જીનિયરીંગ અને ખેતીવિજ્ઞાનનો અભ્યાસ કરનારાઓને ઘેર રાંધવા માટે સમય જ મળતો નથી, અને તેથી તેમને હોટેલો ઉપર જ આધાર રાખવો પડે છે. મોટાં શહેરોમાં

કેટલીક શાકાહારી હોટેલો નજરે પડે છે, પરંતુ તે કોઇ કોઈ વાર એટલી દૂર હોય છે કે ત્યાં જમવા જવા માટે સમય અને પૈસો બન્નેનો વ્યય કરવાની તૈયારી જોઇએ. શ્રીમંત વેપારી અથવા ડૅ. બોઝ કે સર રવીન્દ્રનાથ ટાગોર જેવા શ્રીમંત પ્રવાસીઓની વાત જુદી કહેવાય. તેઓ પોતાની ઇચ્છા મુજબ ખાવાની વ્યવસ્થા કરવા માટે પોતાની સાથે રસોઇયો રાખવા શક્તિમાન હોય છે. નિર્ધન વિદ્યાર્થીઓ કે પ્રવાસીઓની એવી સ્થિતિ હોતી નથી.

ઉપરના બધા વિવેચન ઉપરથી જેમને માંસ ખાવાની ટેવ છે, અથવા તેવી ટેવ પાડી શકે એવા છે, તેમને પ્રવાસમાં કે ત્યાંના જીવનમાં ઉપર ગણાવેલી મુશ્કેલીઓ નહિ પડે, એવી મારી ખાતરી છે. જેમને સમય, પૈસો અને અનુકૂળ પરિસ્થિતિની મદદ હોય તેમણે અહીંનો આહાર કાયમ રાખવો, એ જ સારું. પણ હાલ અમેરિકામાં જે વિદ્યાર્થીઓ છે, તેમનામાંના સૈકડે ૭૦ વિદ્યાર્થી તો મિશ્ર આહાર લેવાવાળા છે, અને આ વિદ્યાર્થી હિંદુસ્તાન આવ્યા પછી પાછા શાકાહારની શરૂઆત કરે છે એ વાત જુદી. પરંતુ વિદ્યા માટે જનારા પોતાનું ત્યાંનું જીવન કાર્યક્ષમ કરવા માટે આહારમાં થોડોઘણો ફેરફાર કરે તો સમાજે તેમની તરફ સહાનુભૂતિપૂર્વક જોવું, અને તેને આપદ્ધર્મ સમજી એટલી વાતની ક્ષમા કરવી જોઇએ, એમ મને લાગે છે.

## પરિશિષ્ટ ૨

### (કેસરી તા. ૧૦-૧-૧૯૦૫)

[સામાજિક પરિષદમાં સ્ત્રીશિક્ષણના ઠરાવ ઉપર શ્રી. પાર્વતીબાઈ આઠવલેનું ભાષણ.]

"પ્રસ્તુત ઠરાવ પસાર કર્યો એમ ત્યારે જ કહેવાય જ્યારે આપણે વધારે કર્તવ્યદક્ષ બનીએ. કોઈ પણ કાર્યમાં મત અથવા નિયમ જોઈએ. ઠરાવને સંમતિ આપતાં તેનું ચિત્ત ઉપર પરિણામ ન થાય તો "બોલવું ફોકટ ગયું અને ડોલવું વ્યર્થ થયું"* એમ કહેવું પડે. સ્ત્રીઓને સાચું જ્ઞાન આપવું જોઈએ. તેઓ સભામાં આવી પુરુષોની પાસે બેસવા લાગે એટલે સુધારણા થઈ જતી નથી. હું સ્ત્રીઓમાં જ બોલવાની હતી. પણ શું કરું ? પ્રસંગ જ આ એવો આવ્યો છે. સ્ત્રીઓ પણ કેવી ? તેઓ નાટકમાં જશે પણ સભામાં નહિ આવે. અમે વિધવાઓ સંન્યાસ લઈએ છીએ, પણ ગૃહસ્થનાં ઘર અમારી સંન્યાસવૃત્તિને ઉપયોગી થતાં નથી. તેમના વલાસ દિવસે દિવસે વધતા જ જાય છે. આજ ગૃહસ્થોને ઘેર **ન મળે ભજન, ન પૂજન.** પહેલાં તો તેઓ બે વાર જમતા, તો આજે દિવસમાં ચાર વાર ખાય છે. એમના ચા-કોફીના પ્યાલા આખો દિવસ ધોતાં ધોતાં અમે થાકયાં. આજના સ્ત્રીશિક્ષણનું પરિણામ જોઈએ તેવું સારું આવતું નથી. સ્ત્રીઓનો પોશાક પોલકાં, બંડી, એવો ઢંઢગુજરાતી થયો છે. **એમનાં કૂસેલાં જાકીટા જોઈએ તો બેજીવસોતી સ્ત્રીઓ કઇ અને બીજી કઈ તે ઓળખાય નહિ.** મારું બોલવું તમને કડવું લાગશે, પણ જેણે સંન્યાસ લીધો તે કોઈની પરવા રાખે નહિ. સારાંશ, અમને ગૃહસ્થને ઘેર રાખો તો વસિષ્ઠના જેવા ગુરુ આપો.

---

* बोलणें फोक झालें, डोलणें वायां गेलें ।

"અમારે માટે કાં તો વિધવાગૃહો બાંધો અથવા તમારા ઘર પવિત્ર આશ્રમો બનાવો. આજ સિતિએ બી. એ; એમ. એ થયા પછી પુરુષોનાં નાની છોકરીઓ સાથે લગ્ન થવા લાગ્યા છે. સાઠ વર્ષના ડોસા નાની છોકરી સાથે લગ્ન કરે છે. તેમ જ ઘોડીઆમાંથી જ વરાવવાની રીતને લીધે તેમ જ એવા બીજાં કારણોથી આજે વિધવાઓ પુષ્કળ વધતી જાય છે. તો પુરુષોએ પણ ચતુર્થ આશ્રમ સ્વીકારીને પોતાના ઘરોને આશ્રમ બનાવવાં અથવા આપદ્ધર્મ સમજી વિધવાઓ માટે સંસ્થાઓ કાઢવી. આત્મસંયમન એ આપણો નિવૃત્તિધર્મ છે. માટે સારી રીતે વર્તી દરેક ઘર વિધવાને યોગ્ય થાય એવું કરો, અને સદ્‌વિદ્યા આપી તેમની માનસિક ઉન્નતિ કરો. જો આવા ઘરો થાય નહિ તો વિધવાગૃહો તો આપો. પ્રો. કર્વેની એકજ એવી સંસ્થા છે તેને મદદ કરો, અને તેનો ઉપયોગ કરી લ્યો. એ સંસ્થા માટે સર્વ વિધવાઓની વતી હું આપની પાસે ભિક્ષા માગુ છું."

*

# ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ

[ રુશિયાના મહાન વિચારક, ફિલસૂફ અને કલાકાર મહા ટોલ્સ્ટોયની સર્વોત્તમ કૃતિઓનાં ગુજરાતી અનુવાદ પ્ર[illegible] કરવાની યોજના ]

## પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

### ૧ પ્રેમનો દંભ

લગ્નજીવનનું રહસ્ય શું ? આજનાં લગ્નો એ પ્રેમલગ્નો છે કે વિલ[illegible] લગ્નો છે એની સુંદર માર્મિક મીમાંસા આ પુસ્તકમાં લેખ[illegible] કલાપૂર્ણ રીતે રજૂ કરી છે.

છૂટક કિં. રૂા. ૧

### [illegible] સ્ત્રી અને પુરુષ

'પ્રેમનો દંભ'ની પૂર્તિરૂપે આ પુસ્તક લખાયું છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે લગ્નજીવનમાં કેવો સબંધ હોવો જોઈએ. લગ્નજીવન માનવજાતિ માટે આવશ્યક છે કે નહિ વગેરે પ્રશ્નોની આમાં સમીક્ષા ચર્ચા છે.

છૂટક કિં. રૂા. ૧)

### ૩ [illegible]લિ

[illegible]શ્વરમાં અનર્ગલ આસ્થાવાળા ને ભક્તિનમ્ર એવા સાચા ધર્મનિષ્ઠ સંતની હૃદયગુહામાંથી નીકળેલી અગિયાર ધર્મકથાઓનો સુંદર સંગ્રહ.

છૂટક કિં. રૂા ૧

### ૪ નવો અવતાર [ પ્રથમ ખંડ ]

એક ઉમરાવજાદો એક ફૂટડી નોકરડી સાથે પ્રેમમાં પડે છે ને તેની સાથે શરીરસબંધ બાંધે છે. પરિણામે છોકરી સગર્ભા થતાં નોકરી છોડવી પડે છે. બીજે રઝડવું પડે છે અને છેવટે વેશ્યા થાય છે. વેશ્યા જીવન દરમ્યાન એક વેપારીનું ખૂન કરવા બદલ તેના પર કેસ ચાલે છે ને તેને દેશનિકાલની સજા થાય છે. પેલોજ ઉમરાવજાદો આ કેસમાં એક જુરર તરીકે હાજર હોય છે. આ બનાવ જાણતાં ને તેની પ્રિયતમાને જોતાં તેના આત્મામાં જે વિચારમંથન જાગે છે ને પરિણામે તેનો જે નવો અવતાર થાય છે તે આ નવલકથા સરસ રીતે રજૂ કરે છે.

કિં. રૂા. ૨

ગ્રન્થાવલિના ગ્રાહકોને આ પુસ્તકો પોણી કિંમતે મળે છે.

પ્ર સ્થા ન કા ર્યા લ ય : અ મ દા વા[illegible]